# પ્રસ્તાવના

અમૂલ્ય પ્રાચીન સાહિત્યના ભંડારરૂપ સંસ્કૃત ભાષાનો અભ્યાસ, પ્રાચીન શોધ, ભાષાવિજ્ઞાન, આદિ અનેક દૃષ્ટિબિંદુથી વિચારતાં સર્વ પ્રજાને લાભકારક છે; પણ હિંદુ પ્રજાને તે વિશેષ લાભકારક છે; કેમકે તેનું જીવન ધર્મના વિચારોથી ગ્રથિત થયલું છે. દેશી ભાષાઓના પરિપૂર્ણ જ્ઞાન અને ખિલવટ માટે તેમજ ધર્મશાસ્ત્ર અને ષડ્દર્શનના ગ્રન્થ વગેરે સમજવા માટે એ જ્ઞાન આવશ્યક છે. જે સાહિત્યથી સુધરેલા દેશોની પ્રજા ચકિત થાય છે અને જર્મન, અંગ્રેજ, અમેરિકન વગેરે વિદ્વાનો જેના અભ્યાસમાં પોતાનું જીવન અર્પણ કરે છે તે આપણુ પોતાનું સાહિત્ય સમજવાની આપણા પોતામાં ઇચ્છા હોવીજ જોઈએ.

હાઇસ્કૂલો ને કૉલેજોમાં મારી નોકરીના દર્મિયાનમાં મને માલમ પડ્યું છે કે શિષ્યવર્ગમાં રસ ઉત્પન્ન ન થવાથી સંસ્કૃત ભાષાના અભ્યાસને ઘણી હાનિ થાય છે. ખરેખર, વિષય યોગ્ય રીતે શિખવાય અને સાહિત્યના કીમતી ખજાનાનું દિગ્દર્શન કરાવવામાં આવે તો તે પર વિદ્યાર્થીને એવો પ્રેમ થાય છે કે તે જીવનપર્યન્ત ટકે છે. આમ અભ્યાસમાં રસ ઉત્પન્ન કરી માર્ગ સુગમ કરવાના ઉદ્દેશથી કંઈક નવીન પદ્ધતિ પર આ 'संस्कृतशिक्षिका' રચવામાં આવી છે.

આ પુસ્તકનાં ખાસ લક્ષણુ નીચે પ્રમાણે છે:—

(અ) દરેક પાઠમાં શિષ્યવર્ગને ઉત્તમ સાહિત્ય પૂરું પાડવામાં આવ્યું છે. ગદ્ય ને પદ્યના ઉલ્લેખો ઘણો શ્રમ લઈ પસંદ કર્યા છે. પ્રાચીન કાવ્ય, નાટક, રામાયણ, મહાભારત, ગીતા, ઉપનિષદ્ વગેરે ઉત્કૃષ્ટ સાહિત્યમાંથી એ વાક્યો લીધા છે. સંભાષણમાં સામાન્ય પ્રચાર પામેલાં, દર રોજના જીવનમાં ઉપયોગી, ને શિષ્ટ વર્ગથી બહુધા પ્રયોજાતાં, એવાં કહેવતરૂપ થયલાં ઘણાં વાક્યો (જેમકે गतानुगतिको लोको न लोकः पारमार्थिकः, अयमपरो गण्डस्योपरि स्फोटः, आम्रान् पृष्टः कोविदारान् व्याचष्टे, क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः, महदपि परदुःखं शीतलं सम्यगाहुः), તેમજ નીતિ ને જ્ઞાનથી પરિપૂર્ણ પદ્યો આ રીતે દાખલ કરવામાં આવ્યાં છે. આથી ધર્મ ને નીતિના ઉચ્ચ વિચારો મનમાં આવ્યા વિના રહેશે નહિ અને સૃષ્ટિમાં જે કંઈ ઉચ્ચ ને ઉત્કૃષ્ટ છે તે તરફ આદર ને આસ્થા, વિદ્યા ને નીતિ પ્રતિ ભાવ, અધિકાર ને આપ્તવર્ગ પ્રતિ સન્માન, ને ઈશ્વર પ્રતિ પૂજ્યભાવ ઉત્પન્ન થયા વિના રહેશે નહિ.

(આ) ગ્રન્થને અન્તે ગદ્ય ને પદ્યનો મોટો સંગ્રહ આપ્યો છે. ગદ્યના ઉતારા पञ्चतन्त्र, दशकुमारचरित, कादम्बरी, ને शंकराचार्यના ગ્રન્થોમાંથી કર્યા છે. આથી વાચકવર્ગને ભિન્ન ભિન્ન ભાષાશૈલીનો ખ્યાલ આવશે. પદ્યો चाणक्य, भर्तृहरि, कालिदास, भवभूति વગેરેના ગ્રન્થો, रामायण, महाभारत આદિ અનેક ગ્રન્થોમાંથી લેવામાં આવ્યાં છે.

(ઘ) કોઈ પણ ભાષા તેના કાવ્યસાહિત્યના અભ્યાસથી સુગમ થાય છે; કેમકે કાવ્યોમાં નીતિ ને જ્ઞાનના પરિપૂર્ણ વિચારો લલિત પદોમાં ગૂંથેલા હોય છે. એવાં ઉત્કૃષ્ટ પદ્યો સાહિત્યનાં રત્ન છે. તેને મોંએ કરવાથી ભાષા આપણને વશ થાય છે ને તે પ્રતિ આપણા પ્રેમ ને રસમાં વૃદ્ધિ થાય છે. દરેક પાઠમાં તેમજ ગ્રન્થને અન્તે ઉત્તમ ગદ્યનો અને લગભગ બસેં પદ્યનો મોટો સંગ્રહ કરવામાં આજ ઉદ્દેશ લક્ષમાં રાખવામાં આવ્યો છે.

(ઈ) રસ ઉત્પન્ન કરવા સંસ્કૃત વૃત્તો ને અલંકારનું પણ કંઈક જ્ઞાન આપવામાં આવ્યું છે ગણોની રચના સમજાવી, मालिनी, वसन्ततिलका, हरिणी, शिखरिणी આદિ છન્દોનાં લક્ષણ આપ્યાં છે, ને उपमा, रूपक, अर्थान्तरन्यास, अन्योक्ति આદિ અલંકારનું સ્વરૂપ પાઠોમાં તેમજ ગ્રન્થને અન્તે આપેલાં ટિપ્પણમાં સમજાવ્યું છે.

(ઉ) વાક્યથી આરંભ કરી શિષ્યવર્ગનો પ્રવેશ લાગલો સાહિત્યમાંજ કરાવ્યો છે ને વ્યાકરણને આપવું જોઈએ તેમ ગૌણજ સ્થાન આપ્યું છે. આની યોજના નીચે પ્રમાણે કરી છે. દરેક પાઠના આરંભમાં થોડાંક વાક્યો આપી તેનો અર્થ સમજાવ્યો છે ને તેમાં તે પાઠમાં આવતાં નવીન વ્યાકરણનાં રૂપ તરફ શિષ્યવર્ગનું લક્ષ ખેંચવા તેમને મોટે અક્ષરે છપાવ્યાં છે. પછી વ્યાકરણનાં રૂપો તૈયાર આપ્યાં છે, ને છેવટે તેમાંથી નીકળતા નિયમો દર્શાવ્યા છે. આ પ્રમાણે પૃથક્કરણની પદ્ધતિનો ઉપયોગ કરવામાં આવ્યો છે. એ પદ્ધતિ શાળામાં ભણતા શિષ્ય તેમજ મોટી ઉમ્મરના અભ્યાસક બંનેની બુદ્ધિ ખિલવશે ને રસિક પણ થશે. વિદ્યાર્થીએ પ્રથમ રૂપો ઓળખતાં શીખવું ને પછી તેનો અભ્યાસ કરવો. મોટી વયના અભ્યાસક રૂપો ઓળખતાં શીખશે તો બસ છે.

(ઊ) સંસ્કૃત સાહિત્યના અભ્યાસ માટે વ્યાકરણની જે મુખ્ય બાબતોનું જ્ઞાન આવશ્યક છે તે સર્વનો સંક્ષેપમાં આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે. ભાષામાં ક્વચિતજ માલમ પડતાં અપ્રસિદ્ધ રૂપોનો ત્યાગ કરવામાં પૂરી સંભાળ લેવામાં આવી છે. શિક્ષક ને પરીક્ષક તરીકેના મારા અનુભવથી મને સમજાયું છે કે વિદ્યાર્થીઓ નિયમવિરુદ્ધ રૂપો પરીક્ષાને માટે ગોખી નાંખે છે ને પરીક્ષા થઈ રહે છે કે તરતજ તે રૂપો તદ્દન ભૂલી જાય છે. ભાષામાં પ્રચલિત રૂપોના કયા સામાન્ય નિયમો છે તે તેમના મનમાં ઠસતું નથી. આ અનિષ્ટ પરિણામ ન આવે માટે તેમનું લક્ષ સામાન્ય પ્રયોગો પર ખેંચવામાં આવ્યું છે ને જે નિયમો ઘણાં રૂપોમાં આવે છે તેનું દૃષ્ટાન્તસહિત બરોબર નિરૂપણ કર્યું છે.

(એ) વધારે સહેલાં ને પ્રચાર પામેલાં રૂપોની સમજુતી પ્રથમ આપી છે ને પછી અઘરાં ને ઓછા પ્રચાર પામેલાં રૂપોની. સમાસ ને ભૂતકૃદન્તનું વિવેચન પુસ્તકના આરંભના પાઠોમાં કર્યું છે, કેમકે સંસ્કૃત સાહિત્યમાં તેઓ બહુ વપરાતા દેખાય છે. વળી એજ કારણથી પરોક્ષભૂતકાળની પહેલાં ભવિષ્યકાળોનું નિરૂપણ કર્યું છે ને અદ્યતન ભૂતકાળના ચોથા ને પાંચમા પ્રકારો અન્ય પ્રકારની પહેલાં આપ્યા છે.

( ઐ ) છેલ્લા પાઠમા ભાષામા સામાન્ય વપરાતા तद्धित ને कृत्प्रत्ययो દાખલા સાથે સમજાવ્યા છે

( ઓ ) સસ્કૃત વ્યાકરણમા સજ્ઞાશબ્દો બહુધા અન્વર્થ છે ને એમાજ તેમની ખૂબી રહેલી છે વિદ્યાર્થીને આ બરોબર સમજાવાય તો તેમનુ ઘણુ કામ સહેલુ થાય પણ યુનિવર્સિટિના પરીક્ષક તરીકે મારા જોવામા આવ્યુ છે કે વિદ્યાર્થીનુ લક્ષ આ તરફ ખેંચવામા આવતુ નથી એ શોચનીય છે આજ કારણને લીધે बहुव्रीहि જેવા શબ્દોની જોડણી અનેક વિલક્ષણ રીતે થતી જોવામા આવે છે, ને કેટલાક તો बहुरि લખતા પણ શરમાતા નથી વિદ્યાર્થીઓ આવી ભૂલો ન કરે ને તેમના મન પર સજ્ઞાશબ્દો બરાબર ઠસે માટે આ પુસ્તકમા દરેક પારિભાષિક શબ્દનો અર્થ બરાબર સમજાવવામા આવ્યો છે 'बहुव्रीहि શબ્દ[1] જાતેજ, બહુ છે व्रीहि—ડાગર જેની પાસે તે—એ અર્થમા, बहुव्रीहि સમાસ છે ને તેનુ સ્વરૂપજ એ સમાસનુ સ્વરૂપ દર્શાવે છે કે તેમા પૂર્વપદ વિશેષણ હોય છે ઉત્તરપદ વિશેષ્ય હોય છે, ને આખુ પદ અન્ય પદનુ વિશેષણ થાય છે तत्पुरुष શબ્દનો વિગ્રહ બે રીતે થાય છે-तस्य पुरुष ને स चासौ पुरुषश्च આ રીતે तत्पुरुष બે પ્રકારનો છે ને कर्मधारय સમાસ એ तत्पुरुषનો પેટા ભાગ છે वर्तमान ને भूत એ શબ્દો જાતેજ વર્તમાન ને ભૂતકૃદન્ત છે ને તેના સ્વરૂપનુ સૂચન કરે છે વળી સસ્કૃત વૃત્તોના લક્ષણ પણ બહુધા તેજ વૃત્તના પાદમા આપ્યા છે શિષ્યને જ્યારે આ બધુ સમજાય છે ત્યારે તેનું શિક્ષણ ઘણુ સુગમ ને રસિક થાય છે ને જ્ઞાન ચિરસ્થાયી ને પરિપક્વ બને છે

( ઔ ) વિષયમા કઈક પ્રવેશ થાય ત્યાર પછીજ ભાષાન્તર માટે મનોયત્નો આપવામા આવ્યા છે આગળ જતા એ મનોયત્નો લાબા થાય છે પણ કંટાળો આપે એવા લાબા કર્યા નથી વળી ગુજરાતીમાથી સસ્કૃતમા ભાષાન્તરનેમાટે થોડાજ વાક્યો દરેક પાઠમા આપ્યા છે

( ક ) સ્વાશ્રયની ટેવ કેળવાય તેટલા માટે પુસ્તકને અન્તે આપેલા 'ગદ્યપદ્ય સગ્રહ' માટે કોશ આપવામા આવ્યો નથી, પણ ટિપ્પણી આપી છે તેમા કેટલાક શબ્દો, અઘરી રચના કઠિન સમાસના અર્થ ને પૂર્વાપરસબન્ધ સમજાવવામા આવ્યા છે

( ખ ) સંસ્કારી શિષ્યવર્ગ માટે પરિશિષ્ટ આપ્યુ છે સસ્કૃત શૈલી પ્રમાણે વ્યાકરણ શીખનારને તેમજ આ પુસ્તકના અધ્યયનનુ પુનરાવર્તન કરતી વખત ચપળ શિષ્યને તે ઉપયોગી થશે એવી આશા છે

અમદાવાદ. }
ફેબ્રુઆરી ૧૯૧૧ }

**કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી**

---

૧ बहुव्रीहि એ શબ્દ દ્રવ્યનુ માપ ધા ધપી ધનુ એવી સામાજિક સ્થિતિનું ભાન કરાવે છે આ અને બીજા શબ્દોથી ભાષા ઇતિહાસ પર કેવો પ્રકાશ પડે છે તે પર શિક્ષક ઉત્તમ બોધ આપી શકે

# દ્વિતીય આવૃત્તિની પ્રસ્તાવના.

ઘણા થોડા વખતમાં પ્રથમ આવૃત્તિની ૨,૦૦૦ નકલ ખપી જવાથી આ બીજી આવૃત્તિ સંશોધન ને વૃદ્ધિ સાથે છાપી છે. એમાં કારક, સમાસ, તેમજ વિશેષણ અને અવ્યય એ ત્રણ નવા પાઠો ઉમેર્યા છે, ને સંખ્યાવાચક શબ્દોના તેમજ નિયમવિરુદ્ધ રૂપોના—એ બે પાઠ જુદા કર્યા છે. એ પ્રમાણે પાંચ પાઠ વધાર્યા છે, તેમજ ગદ્યપદ્યસંગ્રહમાં ગદ્યમાં ત્રણનો ને પદ્યમાં કેટલાંક પદ્યોનો વધારો કર્યો છે. ટિપ્પણીમાં વધારો કર્યો છે. સંસ્કૃતમાં ભાષાન્તર માટે ગુજરાતી વાક્યો તો જેને વધારેની જરૂર હશે તે સહજ બનાવી શકશે.

આ પુસ્તક ટ્રેનિંગ કૉલેજો તેમજ હાઈસ્કૂલોમાં ચાલે છે, ત્યાં ધોરણોને અનુસરી નીચે પ્રમાણે શિખવી શકાશે :—

ટ્રેનિં૦ કૉ૦ નું પહેલું વર્ષ તથા અંગ્રેજી ચોથું ધોરણ—પાઠ ૧ થી પાઠ ૨૨ સુધી. પૃ૦ ૧–૭૯.

ટ્રેનિં૦ કૉ૦ નું બીજું વર્ષ તથા અંગ્રેજી પાંચમું ધોરણ—પાઠ ૨૩ થી પાઠ ૩૦ સુધી. પૃ૦ ૭૯–૧૨૮.

ટ્રેનિં૦ કૉ૦ નું ત્રીજું વર્ષ તથા અંગ્રેજી છઠ્ઠું ધોરણ—પાઠ ૩૧ થી પાઠ ૩૮ સુધી. પૃ૦ ૧૨૮–૧૮૬.

ગદ્યપદ્યસંગ્રહમાંથી પાત્રને અનુસારે વિભાગ સહેલાઈથી કરી શકાશે. ૯ નીતિઃ એ ચોથા ધોરણના ને ટ્રે૦ કૉ૦ ના પહેલા વર્ષના શિષ્યોને શિખવી શકાશે. બાકીના સંગ્રહમાંથી યથાયોગ્ય વિભાગ કરી લેવા.

વ્યાકરણને ગૌણ રાખી સાહિત્યને પ્રાધાન્ય આપવું એ ભાષાશિક્ષણનો ઉદ્દેશ હોવો જોઈએ ને તે આ ગ્રન્થમાં રાખ્યો છે. વ્યાકરણ રસિક રીતે શિખવવા પૃથક્કરણની પદ્ધતિ આવા સ્વલ્પ, પણ સંસ્કૃતભાષા સમજવા માટે જરૂર જેટલું તમામ વ્યાકરણનો જેમાં સમાવેશ છે એવા, ગ્રન્થમાં બને ત્યાંસુધી વાપરી છે. એ પદ્ધતિજ યુક્ત છે. એ રીતેજ નિયમોનું સંશોધન થયું છે ને એ રીત સંપૂર્ણ રીતે અનુસરાય એમ છે; પરંતુ તેને માટે ઘણાં ઉદાહરણો આપવાં જોઈએ ને એમ કરવાથી ગ્રન્થ ઘણો મોટો થાય. સુજ્ઞ શિક્ષક ઉદાહરણોમાં વધારો કરી શકશે; કેમકે તેને માર્ગસૂચન થયું છે. તેમ નહિ થાય તોપણ શિક્ષણ રસિક થવાનો મૂળ ઉદ્દેશ તો ઉદાહરણો આપ્યાં છે તેટલાંથી પણ પરિપૂર્ણ થશે. આપણી જૂની પદ્ધતિ પ્રમાણે રૂપાવળી ગોખાવી રઘુવંશ જેવા કાવ્યનો આરંભ થાય છે ને વ્યાકરણનું જ્ઞાન ભાષાના જ્ઞાન સાથે થતું જાય છે. કોઈ પણ ભાષાનું શિક્ષણ રસિક કરવાની હાલ પણ એજ પદ્ધતિ સર્વત્ર સુધરેલા દેશોમાં અનુસરાય છે.

આ પુસ્તક તેમજ એની અંગ્રેજી પ્રતિકૃતિ આ ઇલાકામાં શાળાઓ માટે સરકારે મંજુર કર્યાં છે, ને તે હાઈસ્કૂલો, ટ્રેનિંગ કૉલેજો, તથા સંસ્કૃત શાળાઓમાં વપરાય છે એ જોઈ સંતોષ થાય છે અંગ્રેજી પુસ્તક મધ્ય પ્રાન્તોની શાળા માટે પણ મંજુર થયું છે, તેમજ વડોદરા, ત્રાવણકોર, મહિસુર વગેરે સ્થળોની શાળામાં વપરાય છે હિંદુસ્તાનના જુદા જુદા ભાગોના વિદ્વાનોને, પ્રૉ. મેકડોનેલ ને પ્રિન્સિપલ વેનિસ જેવા પાશ્ચાત્ય વિદ્વાનોને, તેમજ શિષ્યવર્ગને પુસ્તક રુચ્યું છે એથી મારો પરિશ્રમ સફળ થયો છે એમ હું માનું છું.

**અમદાવાદ.**
સપ્ટેંબર ૧૯૧૨.

**કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી.**

# અનુક્રમણિકા.

# વૃદ્ધિપત્રક.

પૃ૦ ૪ ૩૨ લી૦ માં 'થાય છે'ની પછી ઉમેરો—ને અન્ત્ય સ્વરની વૃદ્ધિ થાય છે ( धृ-धारयति ).

પૃ૦ ૩૩ भगवद्भ्याम् જેવે સ્થળે સંધિનિયમ માટે જુઓ પૃ૦ ૧૦૪ ( आ ).

પૃ૦ ૩૭ लृ० ए० व० નિયમિત છે. मति+आ=मत्या.

પૃ૦ ૪૨ वत्स इमे—આ વાક્ય કણ્વે શકુન્તલાને તેની બે સખીસંબંધી કહ્યું છે. प्रदेये=લગ્નમાં આપવાની. तत्र=તારે સાસરે.

પૃ૦ ૪૯ સંધિ કરતાં पुनः ની પેઠે कर्तः જેવાં રૂપો રકારાન્ત ગણવાં. पुनरिह; कर्तरिह.

પૃ૦ ૫૪ किंचिच्छोपयितृ—પદને અન્તે આવેલા, વર્ગીય પહેલા ચાર વ્યંજન પછી ह् આવ્યો હોય ને તે ह् ની પછી સ્વર, અન્તઃસ્થ, કે અનુનાસિક હોય તો ह् નો વિકલ્પે छ् થાય છે. तच्छिवः—तच्शिवः ; तच्छ्लोकः—तच्श्लोकः; પણ वाक् श्च्योतति

પૃ૦ ૬૪ ૧૮ લી૦-ઉમેરો—સંપ્રસારણ પછીનો સ્વર લોપાય છે.

૬ ( अ )-अर्यते, स्मर्यते—ऋ ધાતુના તેમજ પૂર્વે જોડાક્ષર હોય એવા ऋકારાન્ત ધાતુના ऋનો ગુણ થાય છે.

૬ ( आ ) तीर्यते, कीर्यते, पूर्यते—ऋनो ईर् ને ऋની પૂર્વે ઓષ્ઠ્ય વ્યંજન કે व् હોય તો ऊर् થાય છે.

પૃ૦ ૬૬ કોરા—सौम्य શબ્દ બ્રાહ્મણને અભિનંદન કરતાં વપરાય છે, તેનામાં ક્ષત્રિયાદિને મુકાબલે શીળાપણું છે માટે.

પૃ૦ ૯૯ કોરા—मन्थ् ( मथ्नाति ) ( ૯ ગ૦ ૫૦ )-વલોવવું ( દ્વિકર્મક ),
चि કે चि चि ( ૯ ગ૦ ઉ૦ )-એકઠું કરવું.

પૃ૦ ૧૦૧ ग्राहि માં ग्रा ધાતુ ગણ્યો છે. પણ त्रै ૧ ગ૦ આ૦ છે, ग्रा નથી. આર્ષ પ્રયોગ त्रायस्व ને બદલે.

પૃ૦ ૧૪૧ વિવશ=ગાભરું; ઇન્દ્રિયો વશ નહિ એવું.

પૃ૦ ૧૪૩ आसने आस्ते સામાન્ય પ્રયોગ છે. પણ आसनमास्ते પણ શુદ્ધ છે ( જુઓ वरदचिकृत प्रयोगसंग्रह પૃ૦ ૩૦; તેમજ कालभावाध्वगन्तव्याः कर्मसंज्ञा ह्यकर्मणाम् । देशश्चाकर्मणां कर्मसंज्ञो भवतीति वक्तव्यम् । कुरून् स्वपिति । पञ्चालान् स्वपिति ।

પૃ૦ ૧૫૪ કોરા विद् ( विन्दति-ते ) ( ૬ ગ૦ ઉ૦ )—ઓળખી કાઢવું.

પૃ૦ ૧૬૯ કોરા मधुगन्धि—મધુનો અર્થ મધ લેવો. મધના જેવી જેમાં ગંધ છે એવું. गन्ध नो गन्धिन् થવા માટે જુઓ પૃ૦ ૨૩૬ અથવા मधुगन्धिन् શબ્દ લેવો. मधुनः गन्धः मधुगन्धः स एषामस्तीति मधुगन्धीनि—જેમાં મકરન્દનો-પુષ્પરસનો ગંધ છે એવાં.

પૃ૦ ૧૯૦ કોરા शकलः—કકડો; शकल् ( ન૦ )-વિશ્રા.

# શુદ્ધિપત્રક.

મોટી શુદ્ધિ—

| પૃ૦ | પંક્તિ | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૩ | ૨ | ड़वर्ण + ड़वर्ण | ड़ + ड़. |
| ૩૪ | કોરા | વિધમ ને સ્થળે | વિભર કરો. |
| ૩૬ | ૧૭ | वर्तामहे | वर्तामहै |
| ,, | ૨૩ | तम | त |
| ૪૧ | ૫ | વાંચો—न्यायशास्त्रं शिक्षेवहि इतीच्छामि ( शिक्षेवहीति° ) | |
| ૪૨ | ૧૩ | વાંચો—પદાન્તે આવેલા અનુનાસિક. | |
| ૫૬ | ૨૫ | कौसल्या | दशरथो |
| ૫૮-૫૯ | | (अ), (व), ને (क) માં વાંચો—પું૦ માં તથા સ્ત્રી૦ માં. | |
| ૬૧ | ૧૭-૧૮ | વખાણવા લાયક | વખણાયલું |
| ૬૩ | ૨૨-૨૩ | ક્રિયાનામાં | ક્રિયાપદમાં |
| ૬૬ | કોરામાં | જવું | આવવું. |
| ૭૨ | ૧૩ | या संपदो | याः संपदो |
| ૭૭ | ૨૫ | प्र० ए० | प्र० व० |
| ૭૯ | કોરા | जोतिष् | ज्योतिस् |
| ૮૬ | ૨૫ | शत्रुमः | शत्रुमः |
| ૯૯ | ૬ | शयामहे | शयामहै |
| ૧૦૦ | છેલ્લી | जीर्ण | दीर्ण |
| ૧૦૪ | ૨૦ | ऐन्द्राः | ऐन्द्राः |
| ,, | ૨૧ | ई આગમ | इ આગમ |
| ૧૦૯ | ૧૧ | सिह्वत् | स्निह्वत् |
| ૧૧૭ | ૨૭ | सचिन्य, मजत | साचिन्य, मजेत् |
| ૧૧૯ | કોરા | जा+ट्ट | -आ+ट्ट |
| ૧૩૩ | ૧૦ | द्वादशभिर्वर्षम् । | द्वादश वर्षम् । |
| ૧૩૬ | ૨૮ | 'पुण्य' પછી ઉમેરો—સંખ્યાવાચક પદ કે અવ્યય. | |
| ૧૩૯ | ૧૭ | शक्तामि | शक्नोमि |
| ૧૬૬ | ૨૦ | नश | नश्र |
| ૧૬૯ | કોરા વાંચો— | मधु=मद | 'મધની'. |
| ૧૮૦ | ૧૬ | °दुपासर्प° | °दुपासर्पं° |
| ૧૮૫ | ૨૪ | વચમાં | પછી |
| ૧૯૪ | ૧૩ | स्वग° | स्वर्ग° |
| ૨૧૨ | ૧૫ | लक्ष्मणः | लक्ष्मण |
| ૨૧૩ | છેલ્લી | जितन्द्रिये | जितेन्द्रिये |
| ૨૨૫ | ૧૮ | नादचे | नादत्ते |

મેળે સુધારાય એવી શુદ્ધિ—

| પૃ૦ | પંક્તિ | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૪ | | પાઠ ૮ માં છેકી નાખો—તકારાન્ત. | |
| ૧૬ | પૃ૦ ટિપ્પણ | પર્વના | પૂર્વના |
| ૨૨ | ૯ | સર્વના | સર્વના |
| ૨૭ | ૨૨ | तपोपननां | तपोपनानां |

| | | | |
|---|---|---|---|
| ૩૦ | ૧ | ધણુંખ વૃ | ધણુખરૂં વૃ |
| ૩૧ | ૧૬ | આચરણુ | આચરણું |
| ૩૮ | ૧૩ | क्रीमौपधैः | क्रिमौषधैः |
| ૩૯ | પૃ૦ ટિપ્પણુ | आर | आर् |
| ૪૪ | ,, | બ શબ્દોની | બે શબ્દોની |
| ૬૬ | ૨૭ | प्रमण | प्रमाण |

પૃ૦ ૭૬ ૧૩ લી૦ વાંચો—भ्रुतानि चत्वारि
,, ૯૧ ૯ ,, ,, —वि સાથે ( आ० )
,, ૧૧૧ ૮ ,, ,, —નથી દયા જેમા.
,, ૧૨૬ ૨૧ ,, ,, —चाभिरमयत्य°
,, ૧૨૮ ૬ ,, ,, —आ સાથે ( आ० )
,, ૧૩૭ ૩ ,, ,, —पुण्याहम् ( ન૦ છે. )
,, ૧૩૮ ૧૬ ,, ,, —સહિત અન્ત્ય વ્યંજન લોપાય છે ને अ ઉમેરાય છે. विंशति નો ति લોપાય છે ને चतुर्मां अ ઉમેરાય છે.
,, ૧૪૮ ૧૭ ,, ,, —ચાલનારાને.
,, ૧૫૩ ૫ ,, ,, —ફરી પરણેલી વિધવા.
,, ૧૭૦ છેલ્લી ,, ,, —सेनयोस्तुमुलं
,, ૧૮૩ ૧૦ ,, ,, —ઊડવું ને પાસે આવવું=
,, ૨૨૫ ૧૫ ,, ,, —गुरून्
,, ૨૨૭ ૨૭ ,, ,, —जानकि
,, ૨૩૧-૩૨ ૨-૩-૪ ને બદલે ૩ ૪-૨ કરો.

| | | | |
|---|---|---|---|
| ૪૯ | ૧૩ | वर्षाम्वौ | वर्षाम्वौ |
| ૫૦ | ૧૩ | मघवन् | मघवन् |
| ,, | ૧૫ | सं० | स० |
| ૫૧ | પૃ૦ટિ૦ | આપ | આર્ષ |
| ૫૨ | ૨૨ | વાંચો—अभिलापवन्व | |
| ૫૩ | પૃ૦ટિ૦ | धृहवने | धृहवनो |
| ૫૪ | કોશ | વાંચો—हुतम् ने संमति | |
| ૬૪ | ૮ | વાંચો—क्रियातिपत्त्यर्थ | |
| ૩૪ | ૧૭ | રત્નન | રત્નના |

शरणं करवाणि कामदं ते चरणं वाणि चराचरोपजीव्यम्
करुणामसृणैः कटाक्षपातैः कुरु मामम्ब कृतार्थसार्थवाहम् ॥

कल्याणानां त्वमसि महसां भाजनं विश्वमूर्ते
धुर्यां लक्ष्मीमथ मयि भृशं धेहि देव प्रसीद ।
यद्यत् पापं प्रतिजहि जगन्नाथ नम्रस्य तन्मे
भद्रं भद्रं वितर भगवन् भूयसे मङ्गलाय ॥

---

૧ हे अम्ब, हे अक्क, हे अल्ल એમ માતાના અર્થના अम्बा, अक्का, ને अल्ला શબ્દોનું પ૦ વ૦ થાય છે; પરંતુ हे अम्बिके, हे अम्बाडे, हे अम्बाले એ વિરૂદ્ધ નથી

# સંસ્કૃતશિક્ષિકા.

## પાઠ ૧ લો.

## અક્ષરવિચાર.

ક કા કિ કી કુ કૂ કે કૈ કો કૌ કં કઃ—

ગુજરાતીમાં આને બાર અક્ષર ગણી ક ની બારાખડી (બારાક્ષરી) કહે છે; પણ સંસ્કૃત ભાષામાં એ અક્ષરો નીચે પ્રમાણે બનેલા છેઃ—

ક્+અ=ક; ક્+આ=કા; ક્+ઇ=કિ; ક્+ઈ=કી; ક્+ઉ=કુ; ક્+ઊ=કૂ; ક્+એ=કે; ક્+ઐ=કૈ; ક્+ઓ=કો; ક્+ઔ=કૌ; ક્ + અ + અનુસ્વાર (માથે મીંડું)=કં; ક્+અ + વિસર્ગ (આગળ બે મીંડાં)=કઃ.

આમાં અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, એ, ઐ, ઓ, ને ઔ—એને **સ્વર** કહે છે એ ઉપરાંત ऋ, ॠ, ને ऌ, એ ત્રણ સ્વરો સંસ્કૃતમાં વપરાય છે. આ બધા અક્ષરોના ઉચ્ચાર એની મેળે થઈ શકે છે. જેમ ક્ માં અ વગેરે ઉમેર્યા વગર ઉચ્ચાર થઈ શકતો નથી, તેમ અ, આ વગેરે અક્ષરોમાં ઉચ્ચારને માટે કંઈ ઉમેરવું પડતું નથી, માટે એને સ્વર કહે છે. ક્, ખ્ વગેરે અક્ષરોને **વ્યંજન** કહે છે; કેમકે એમાં સ્વરનું વિશેષ અંજન એટલે મેળવણી કર્યા વગર એના ઉચ્ચાર થઈ શકતા નથી.

આ પ્રમાણે સ્વર અને વ્યંજન મળી સંસ્કૃત ભાષામાં અક્ષરો નીચે પ્રમાણે છેઃ—

**સ્વરોઃ**—अ, आ, इ, ई, उ, ऊ, ऋ, ॠ, ऌ, ए, ऐ, ओ, औ.

आ એ अ નું દીર્ઘ રૂપ છે, એટલે अ ને લંબાવીને બોલતાં એવું રૂપ થાય છે.

ई, ऊ, ને ॠ, એ પણ इ, उ, ને ऋ નાં અનુક્રમે દીર્ઘ રૂપો છે.

ऌ નું દીર્ઘ રૂપ નથી.

**વ્યંજનોઃ**—क्, ख्, ग्, घ्, ङ्, च्, छ्, ज्, झ्, ञ्, ट्, ठ्, ड्, ढ्, ण्, त्, थ्, द्, ध्, न्, प्, फ्, ब्, भ्, म्, य्, र्, ल्, व्, श्, ष्, स्, ह्.

સંસ્કૃતમાં ळ નથી; વેદની ભાષામાં છે, લોકભાષામાં નથી.

બે કે વધારે વ્યંજનો એકઠાં થાય ત્યારે જોડાક્ષર બને છે,

चक्र् વગેરે શબ્દોમાં क्र् એ જોડાક્ષર છે ને તે क् ને र् નો બનેલો છે.

वृक्ष, यज्ञ વગેરેમાં क्ष् ને ज्ञ् પણ જોડાક્ષર છે.

## પાઠ ૨જો.

### વર્તમાનકાળ.

| | |
|---|---|
| सृजति–તે સર્જે છે. | नश्यति–તે નાશ પામે છે. |
| लिखति–તે લખે છે. | नृत्यति–તે નૃત્ય કરે છે; નાચે છે. |
| विशति–તે પેસે છે. | कुप्यति–તે કોપે છે. |
| स्पृशति–તે સ્પર્શ કરે છે. | लुभ्यति–તે લોભ કરે છે. |
| दिशति–તે બતાવે છે. | क्रुध्यति–તે ક્રોધ કરે છે. |

પૂરો વિચાર દર્શાવવા જે વપરાય છે તે **વાક્ય** કહેવાય છે. ક્રિયાપદ વગર વાક્ય બની શકતું નથી. ક્રિયા કહેનાર પદ એટલે શબ્દ તે **ક્રિયાપદ**. 'ફરે છે', 'ફર્યો', 'ફરશે', 'હતો', 'હશે', 'બેસે છે', 'બેઠો', 'બેસશે' વગેરે ગતિ, સ્થિતિ, કે કૃતિ બતાવનાર શબ્દો ક્રિયાપદ છે. એ ક્રિયાપદોનાં ટૂંકાંમાં ટૂંકાં રૂપો—ફર, હો, બેસ—છે. એવાં ટૂંકાંમાં ટૂંકાં મૂળ તે **ધાતુ** કહેવાય છે. ચાલતો, ગયલો, ને આવનારો કાળ તે અનુક્રમે **વર્તમાન**, **ભૂત**, ને **ભવિષ્યકાળ** કહેવાય છે. 'ફરે છે' એ વર્તમાન, 'ફર્યો' એ ભૂત, ને 'ફરશે' એ ભવિષ્યકાળ છે.

બોલનાર પુરુષ તે **પહેલો પુરુષ**, જેની સાથે વાત કરે છે તે **બીજો પુરુષ**, ને એ સિવાયનો **ત્રીજો પુરુષ** કહેવાય છે. 'હું' એ પહેલો પુરુષ, 'તું' એ બીજો પુરુષ, ને 'તે' એ ત્રીજો પુરુષ છે.

એકને વિષે કહીએ તે **એકવચન**, ને બે કે વધારેને વિષે કહીએ તે **બહુવચન** કહેવાય છે. 'હું' એ એકવચન, ને 'અમે' એ બહુવચન છે. સંસ્કૃતમાં બેને માટે જુદું રૂપ થાય છે તે **દ્વિવચન** કહેવાય છે.

પાઠને આરંભે આપેલા लिखति વગેરે દાખલાઓમાં બધાને છેડે ति આવે છે, તે વર્તમાનકાળના ત્રીજા પુરુષના એકવચનનો પ્રત્યય છે. એ ति પ્રત્યય લગાડતા પહેલાં ધાતુને શું લગાડવામાં આવ્યું છે તે તરફ નજર કરો.

| | |
|---|---|
| सृजति ( सृज् अ ति ) | नश्यति |
| लिखति ( लिख् अ ति ) | नृत्यति |
| विशति ( विश् अ ति ) | कुप्यति |
| स्पृशति ( स्पृश् अ ति ) | लुभ्यति |
| दिशति ( दिश् अ ति ) | क्रुध्यति |

વગેરે છઠ્ઠા ગણના ને नश्यन्ति વગેરે ચોથા ગણના ધાતુનાં રૂપો છે. છઠ્ઠા ગણના ધાતુને अ ને ચોથા ગણનાને य લગાડાય છે

ગુજરાતીમાં 'લખે છે' કહીએ ત્યારે 'તે લખે છે', 'તેઓ લખે છે', 'હું લખે છે', એમાંનું કંઈક સમજાય; 'લખું છું' કહેવાથી 'હું લખું છું' એમ સમજાય; આમ બધાં રૂપોમાં લખનાર એટલે લખવાની ક્રિયા કરનાર, કર્તા ખુલ્લો સમજાતો નથી, માટે લખનાર કોણ છે તે સ્પષ્ટ કહેવામાં આવે છે, ને 'હું લખું છું', 'અમે લખીએ છીએ' એમ કર્તા ને ક્રિયાપદ બંને લખાય છે. સંસ્કૃતમાં તો लिखति એ રૂપમાં કર્તાનો અર્થ આવી જાય છે, તેથી 'તે' ને માટે શબ્દ વાપરવાની જરૂર નથી.

## શબ્દકોષ.

| છઠ્ઠો ગણ. | ચોથો ગણ. |
|---|---|
| दिश्—બતાવવું. | कुप्—કોપવું. |
| लिख्—લખવું. | क्रुध्—ક્રોધ કરવો. |
| विश्—પેસવું. | नश्—નાશ પામવો. |
| सृज्—સર્જવું. | नृत्—નૃત્ય કરવું, નાચવું. |
| स्पृश्—સ્પર્શ કરવો. | क्षुभ्—ક્ષોભ કરવો. |

---

## પાઠ ૩ જો.

### વર્તમાનકાળ.

| | |
|---|---|
| वसतः-તેઓ બે વસે છે. | कथयतः-તેઓ બે કહે છે (કથે છે). |
| चरतः-તેઓ બે ફરે છે (ચરે છે). | पूजयतः-તેઓ બે પૂજા કરે છે. |
| पठन्ति-તેઓ પઠે છે, ભણે છે. | गणयन्ति-તેઓ ગણે છે. |
| दहन्ति-તેઓ બાળે છે. | पीडयन्ति-તેઓ પીડે છે. |
| पतन्ति-તેઓ પડે છે. | सूचयन्ति-તેઓ સૂચવે છે. |
| | रचयन्ति-તેઓ રચે છે. |

तः એ ત્રીજા પુરુષના દ્વિવચનનો ને अन्ति એ ત્રીજા પુરુષના બહુવચનનો પ્રત્યય છે.

| | |
|---|---|
| वसतः ( वस् अ तः ) | कथयतः ( कथ् अय तः ) |
| चरतः ( चर् अ तः ) | पूजयतः ( पूज् अय तः ) |
| पठन्ति ( पठ् अ अन्ति ) | गणयतः ( गण् अय तः ) |
| दहन्ति ( दह् अ अन्ति ) | पीडयन्ति ( पीड् अय अन्ति ) |
| पतन्ति ( पत् अ अन्ति ) | सूचयन्ति ( सूच् अय अन्ति ) |
| | रचयन्ति ( रच् अय अन्ति ) |

ગયા પાઠમાં सृजति વગેરે રૂપોમાં છઠ્ઠા ગણના ધાતુમાં अ લગાડાય છે એમ બતાવ્યું છે, તેમ वसतः, चरतः વગેરેમાં પણ अ લગાડાય છે; પણ એ પહેલા ગણના ધાતુ છે. પહેલા ને છઠ્ઠા બન્ને ગણના ધાતુને अ લગાડાય છે; તોપણ એ ધાતુઓને જુદા ગણમાં શા માટે મૂક્યા છે તે આગળ સમજાશે.

कथयतः વગેરે રૂપોમાં ધાતુને अय લગાડ્યો છે. એ ધાતુઓ દશમા ગણના છે

वसतः = वस् + अ + तः, આમ वस् ધાતુ, अ ગણનું ચિહ્ન, ને तः એ ત્રીજા પુરુષના દ્વિવચનનો પ્રત્યય છે.

पठन्ति = पठ् ધાતુ + अ ગણનું ચિહ્ન + अन्ति ત્રીજા પુરુષ બહુવચનનો પ્રત્યય. पठ् + अ=पठ. पठ + अन्ति—અહિં બે સ્વર સાથે આવ્યા છે, તેમાં पठ માના ठ નો अ લોપાયો, એટલે पठ् + अन्ति થઈ पठन्ति રૂપ થયું. આ પ્રમાણે अन्ति ની પહેલાંનો अ લોપ પામે છે.

बोधति–તે બોધ પામે છે.
जयति–તે જય પામે છે, જીતે છે.
नयति–તે દોરે છે.
स्मरति–તે સ્મરે છે, યાદ કરે છે.
तरति–તે તરે છે.

भवति–તે થાય છે, છે.
चोरयति–તે ચોરે છે.
नाट्यति–તે ભજવી બતાવે છે.
क्षालयति–તે ધુએ છે.

આ બધાં ૧ લા ને ૧૦ મા ગણના ધાતુનાં રૂપો છે. बोधतिમાં बुध् ધાતુ છે, તેને ગણચિહ્ન अ લગાડતાં बोध થયું છે. છેડાના અક્ષરની પહેલાંના उ નો ओ થયો છે. जयति માં जि ધાતુ છે, તેને अ લગાડતા છેડાના इ નો ए થઈ जे + अ થઈ जय થયું છે. એજ પ્રમાણે स्मरति ને तरति માં स्मृ ને तृ ધાતુનું स्मर् ને तर् થઈ अ લાગ્યો છે. भवति માં भू ધાતુ છે, તેનું भो થઈ भो + अ=भव થયુ છે. આ પ્રમાણે પહેલા ગણમાં ધાતુને अ લગાડતાં, તેને અન્તે હ્રસ્વ કે દીર્ઘ સ્વર હોય ને ઉપાન્તે એટલે અન્તના વર્ણની પહેલાં હ્રસ્વ સ્વર હોય તો તેમાં ફેરફાર થાય છે. इ કે ई નો ए, उ કે ऊ નો ओ, ऋ કે ॠ નો अर्, ने ऌ નો अल्, એવા ફેરફારને ગુણ કહે છે. આમ भू માંના ऊ નો ગુણ થઈ भो થયું. હવે अ જોડવો છે. સંસ્કૃતમાં બે સ્વર સાથે આવે કે બહુધા તેમાં ફેરફાર થાય છે; તેમની સંધિ થાય છે, એટલે તેઓ એકરૂપ થાય છે. ए ની પછી કોઈ સ્વર આવે તો ए નો अय् થાય છે ને ओ ની પછી કોઈ સ્વર આવે તો ओ નો अव् થાય છે. जि + अ=( ગુણ થઈ ) जे+अ=जय्+अ=जय; भू+अ=भो+अ=भव्+अ=भव.

चोरयति એ चुर् નું રૂપ છે. ૧૦ મા ગણને अय લગાડતાં સામાન્ય રીતે ૧ લા ગણના જેવો ફેરફાર થાય છે. વધારામાં ઉપાન્તે अ હોય તો ઘણુંખરૂ તેની વૃદ્ધિ થઈ आ થાય છે. अ ની વૃદ્ધિ आ, इ કે ई ની ऐ, उ કે ऊ ની औ, ऋ કે ॠ ની आर्, ને ऌ ની आल् છે. એવા ફેરફારને વૃદ્ધિ કહે છે. क्षालयति ને नाट्यति માં क्षल् ને नट् ધાતુ છે. તેમાં ઉપાન્તે આવેલા अ ની વૃદ્ધિ થઈ છે. कथयति, गणयति, ને रचयतिમા થઈ નથી.

છઠ્ઠા ગણમાં ધાતુને अ લગાડતાં પહેલા ગણની માફક ગુણનો ફેરફાર થતો નથી. मृजति, विशति, स्पृशति એ છઠ્ઠા ગણનાં રૂપો છે. એ ધાતુઓ પહેલા ગણના હોત તો मर्जति, वेशति, स्पर्शति વગેરે રૂપો થાત.

## શબ્દકોષ.

**૧ લો ગણ.**

चर्—ફરવું, ચરવું
जि—જય મેળવવો, જીતવું.
तृ—તરવું.
दह्—બાળવું.
नी—દોરવું.
पठ्—પઠવું, ભણવું
पत्—પડવું.
बुध्—બોધ મેળવવો, જાણવું.
भू—થવું, હોવું
वस्—વસવું.
स्मृ—સ્મરવું, યાદ કરવું.

**૧૦ મો ગણ.**

कथ्—કહેવું.
क्षल्—ધોવું.
गण्—ગણવું.
चुर्—ચોરવું.
नट्—ભજવવું
पीड्—પીડવું.
पूज्—પૂજવું.
रच्—રચવું.
सूच्—સૂચવવું.

---

## પાઠ ૪ થો.
### વર્તમાનકાળ.

गच्छसि–તું જાય છે.
इच्छसि–તું ઇચ્છે છે.
तिष्ठथः–તમે બે ઊભા રહો છો.
पृच्छथः–તમે બે પૂછો છો.
शुष्यथ–તમે સુકાઈ જાઓ છો.
क्षुभ्यथ–તમે ક્ષોભ પામો છો, ઉશ્કેરાઓ છો.
क्षाम्यामि–હું ક્ષમા કરું છું, સહન કરું છું.
शाम्यामि–હું શાન્ત થાઉં છું.
भ्रम्यावः–અમે બે ભટકીએ છીએ.
माद्यावः–અમે બે ગાંડા થઇએ છીએ; મદમાં આવીએ છીએ.
भ्रमामः–અમે ભટકીએ છીએ.
गच्छामः–અમે જઇએ છીએ.
आगच्छामः–અમે આવીએ છીએ.

पश्यसि–તું જુએ છે.
पिबसि–તું પીએ છે.
नयथः–તમે બે દોરવો છો.
आनयथः–તમે બે આણો છો.
क्षयथः–તમે બે ક્ષય પામો છો.
हरथ–તમે હરો છો.
वदथ–તમે વદો છો.
श्राम्यामि–હું શ્રાન્ત થાઉં છું, થાકું છું.
भ्राम्यामि–હું ભમુ છું.
स्नावः–અમે બે સ્નાન કરીએ છીએ, નહાઈએ છીએ.
त्यजावः–અમે બે તજીએ છીએ.
निवसामः–અમે નિવાસ કરીએ છીએ, વસીએ છીએ.
अवतरामः–અમે નીચે ઊતરીએ [છીએ

ઉપલા દાખલાઓ પરથી નીચેના નિયમો નીકળે છે તે લક્ષમાં રાખવા:—

૧. વર્તમાન કાળના બીજા પુરુષના એકવચનનો પ્રત્યય सि, દ્વિવચનનો थः, ને બહુવચનનો थ છે; અને પહેલા પુરુષના એકવચનનો मि, દ્વિવચનનો वः, ને બહુવચનનો मः પ્રત્યય છે.

૨. मि, वः, ને मः પ્રત્યયોની પૂર્વેનો अ દીર્ઘ થાય છે.

૩. भ्रम् ધાતુનાં ત્રણ રૂપો થાય છે; કેમકે એ ૧ લા ને ૪ થા ગણનો છે ને ૪ થા ગણમા એના अ નો *વિકલ્પે आ થાય છે; भ्रम्यति, भ्राम्यति, भ्रमति.

૪ કેટલાક ધાતુના આદેશ (બીજાં રૂપ) થઈ, તેને પ્રત્યયો લાગે છે; गम् ધાતુનો गच्छ्, इष् નો इच्छ्, प्रच्छ् નો पृच्छ्, ને दृश् નો पश्य् આદેશ થાય છે.

૫. आ, नि, उद् એવા શબ્દો ધાતુઓની પૂર્વે મૂકવામા આવે છે, કે એનો અર્થ ક્રિયા સાથે જોડાય છે, તેને ઉપસર્ગ કહે છે એથી ધાતુના મૂળ અર્થમાં ઘણો ફેરફાર થાય છે

૬. स्नाव. મા स्ना ધાતુ છે, એને કંઈ પણ ગણચિહ્ન લાગ્યા વગર લાગલોજ પ્રત્યય લાગ્યો છે. એ ૨ જા ગણનો ધાતુ છે એ ગણમાં કંઈ પણ ગણચિહ્ન વગર લાગલાજ ધાતુને પ્રત્યયો લાગે છે.

## શબ્દકોષ.

**૧ લો ગણ.**

गम् ( गच्छ् )—જવું.
आ गम्—આવવું.
क्षि—ક્ષય પામવો.
तॄ—તરવું.
अव तॄ—ઊતરવું, નીચે ઊતરવું ( अव= નીચે ).
त्यज्—તજવું
दृश् ( पश्य् )—જોવું.
आ नी—આણવું.
पा ( पिब् )—પીવું.
भ्रम्—ભમવું.
वद्—વદવું, બોલવું.
नि वस्—નિવાસ કરવો, રહેવું
स्था ( तिष्ठ् )—રહેવું, ઊભા રહેવું.
हृ—હરવું.

**૪ થો ગણ.**

क्षम् ( क्षाम् )—ક્ષમા કરવી, સહન કરવું
क्षुभ्—ક્ષોભ પામવો, ઉશ્કેરાવવું.
भ्रम् ( भ्राम् કે भ्रम् )—ભમવું.
मद् ( माद् )—મદ પામવો, ગાંડા થવું.
शम् ( शाम् )—શાન્ત થવું.
शुष्—સુકાઈ જવું, શોષવું
श्रम् ( श्राम् )—થાકવું, શ્રાન્ત થવું

**૬ ઠો ગણ.**

इष् ( इच्छ् )—ઇચ્છવું.
प्रच्छ् ( पृच्छ् )—પૂછવું.

**૨ જો ગણ.**

स्ना—સ્નાન કરવું, નહાવું.

---

* આપણી ઇચ્છા પ્રમાણે કરવો હોય તો થાય ને ન કરવો હોય તો ન થાય. એવા રૂપ વૈકલ્પિક રૂપો કહેવાય છે.

## પાઠ ૫ મો.

### ઉપસર્ગ.

अपनयति-તે દૂર લઈ જાય છે.
अनुसरति-તે અનુસરે છે, પાછળ જાય છે, નકલ કરે છે.
उत्पतामि-હું કૂદું છું, ઊડું છું.
विनश्यथः-તમે બે વિનાશ પામો છો.
प्रतिवदामः-અમે જવાબ દઈએ છીએ.
उपगच्छतः-તે બે પાસે જાય છે.
अवगच्छावः-અમે બે જાણીએ છીએ.
प्रचरसि-તું આગળ જાય છે.

अप, अनु, उद्, वि, प्रति, उप, अव, ને प्र એ ઉપસર્ગ છે.

૧ લા, ૪ થા, ૬ ઠ્ઠા, ૧૦ મા, તથા આકારાન્ત ૨ જા ગણના ધાતુના વર્તમાનકાળના રૂપો અગાઉ આપ્યાં છે, તે અત્ર બધા પુરુષોનાં બેમાં આપ્યાં છે

| | गम् ૧ ગ. | | | पुष् ૪ ગ. | | |
|---|---|---|---|---|---|---|
| | એ૦ વ૦ | દ્વિ૦ વ૦ | બ૦ વ૦ | એ૦ વ૦ | દ્વિ૦ વ૦ | બ૦ વ૦ |
| ૧ પુ૦ | गच्छामि | गच्छावः | गच्छामः | पुष्यामि | पुष्यावः | पुष्यामः |
| ૨ પુ૦ | गच्छसि | गच्छथः | गच्छथ | पुष्यसि | पुष्यथः | पुष्यथ |
| ૩ પુ૦ | गच्छति | गच्छतः | गच्छन्ति | पुष्यति | पुष्यतः | पुष्यन्ति |

| | इष् ૬ ગ. | | | चुर् ૧૦ ગ. | | |
|---|---|---|---|---|---|---|
| ૧ પુ૦ | इच्छामि | इच्छावः | इच्छामः | चोरयामि | चोरयावः | चोरयामः |
| ૨ પુ૦ | इच्छसि | इच्छथः | इच्छथ | चोरयसि | चोरयथः | चोरयथ |
| ૩ પુ૦ | इच्छति | इच्छतः | इच्छन्ति | चोरयति | चोरयतः | चोरयन्ति |

| | स्ना ૨ ગ. | | |
|---|---|---|---|
| ૧ પુ૦ | स्नामि | स्नावः | स्नामः |
| ૨ પુ૦ | स्नासि | स्नाथः | स्नाथ |
| ૩ પુ૦ | स्नाति | स्नातः | स्नान्ति |

उद्+पतामि=उत्पतामि. द् ને प् એ વ્યંજનોની સંધિ થઈ त्प થયુ છે. વ્યંજનો વિષે અત્ર થોડુંક જાણવું જરૂરનું છે. क् થી म् સુધીનાં ૨૫ વ્યંજનો **સ્પર્શ** કહેવાય છે; કેમકે એનો ઉચ્ચાર કરતાં જીભનું ટેરવું, તાલુ વગેરે ઉચ્ચારનાં સ્થાનોને બરોબર અડકે છે. એ ૨૫ વ્યંજનોના ૫ વર્ગ છે, કવર્ગ, ચવર્ગ, ટવર્ગ, તવર્ગ, ને પવર્ગ. દરેક વર્ગમાં પાંચ પાંચ અક્ષરો છે. श, ष, स, ह, એ **ઊષ્મ** વ્યંજન કહેવાય છે; કેમકે એનો ઉચ્ચાર કરવામાં ऊष्म નામનો વાયુ પ્રધાન છે સ્પર્શ ને ઊષ્મ વ્યંજનોની વચ્ચે य, र, ल, व આવ્યા છે, તેમજ એ અક્ષરોનો ઉચ્ચાર સ્વર ને વ્યંજનના ઉચ્ચારની વચ્ચે છે, માટે એ **અન્તઃસ્થ** કે **અન્તઃસ્થો** કહેવાય છે.

ફુંદીમાંથી પ્રયત્ને કાઢેલો વાયુ ઊંચે જઈ કંઠ, તાળવું વગેરે ઠેકાણે અથડાય છે ત્યારે વર્ણ કે અક્ષર ઉત્પન્ન થાય છે. એ ઉપરથી અક્ષરનાં નીચે પ્રમાણે સ્થાન એટલે ઉચ્ચારસ્થાન છેઃ—

अ, आ, कवर्ग, ह, ને વિસર્ગ નું **કંઠસ્થાન** છે; કેમકે કંઠથી બોલાય છે.

इ, ई, चवर्ग, य, ને श નું **તાલુસ્થાન** છે; કેમકે તાળવાથી બોલાય છે.

ऋ, ॠ, टवर्ग, र, ને ष નું **મૂર્ધસ્થાન** છે; કેમકે માથામાંથી બોલાય છે.

ऌ, तवर्ग, ल, ને स નું **દન્તસ્થાન** છે; કેમકે દાન્તથી બોલાય છે.

उ, ऊ, ને पवर्ग નું **ઓષ્ઠસ્થાન** છે; કેમકે તે ઓઠથી બોલાય છે.

ए ને ऐ નું **કંઠતાલુસ્થાન** છે; ए=अवर्ण + इवर्ण છે; ને अ નું કંઠસ્થાન ને इ નું તાલુસ્થાન છે. અવર્ણ એટલે अ કે आ ને इવર્ણ એટલે इ કે ई સમજવા; કેમકે आ એ अ નું ને ई એ इ નું દીર્ઘ રૂપ છે. ऐ=अवर्ण+ए.

ओ ને औ નું **કંઠૌષ્ઠસ્થાન** છે; કેમકે એ કંઠ ને ઓષ્ઠ (ઓઠ)એથી બોલાય છે. ओ=अवर्ण + उवर्ण (उ કે ऊ) અને औ=अवर्ण + ओ.

व નું **દન્તૌષ્ઠસ્થાન** છે· કેમકે દાત અને ઓઠથી બોલાય છે.

ङ, ञ, ण, न, ને म નું **નાસિકાસ્થાન** પણ છે; કેમકે અનુક્રમે કંઠ, તાલુ, મૂર્ધા, દન્ત, ને ઓષ્ઠ એ સ્થાનોથી ઉચ્ચારાય છે, તે ઉપરાંત નાકમાંથી પણ બોલાય છે.

अव गम् ( १ ग. )-જાણવું.
उद् पत् ( १ ग. )-ઊંચું પડવું, કૂદવું, ઊડવું.
उप गम् ( १ ग. )-પાસે જવું.
प्र चर् ( १ ग. )-આગળ જવું.
प्रति वद् ( १ ग. )-સામું-જવાબમાં બોલવું, ઉત્તર આપવો.
वि नश् ( ४ ग. )-વિશેષ નાશ પામવો, વિનાશ પામવો.

---

## પાઠ ૬ ઠ્ઠો.

### અકારાન્ત શબ્દો.

बालः क्रीडति—બાળક ક્રીડા કરે છે, રમે છે.
अश्वः चरति=अश्वश्चरति—ઘોડો ચરે છે.
जनः तरति=जनस्तरति—માણસ તરે છે.
चौरौ चोरयतः— બે ચોરો ચોરે છે.
वृक्षौ पततः—બે ઝાડ પડે છે.
बुधाः पठन्ति—ડાહ્યા માણસો ભણે છે.
देवाः जयन्ति=देवा जयन्ति—દેવો જીતે છે.
शरीरम् क्षयति=शरीरं क्षयति—શરીર ક્ષય પામે છે, સુકાય છે.
पर्णम् शुष्यति=पर्णं शुष्यति—પાંદડું સુકાય છે.
नयने पश्यतः—બે આંખો જુએ છે.
पापानि नश्यन्ति—પાપો નાશ પામે છે.
दुःखानि गलन्ति—દુઃખો ગળી જાય છે, જતાં રહે છે.
धर्मम् उपदिशामि=धर्ममुपदिशामि—ધર્મને ઉપદેશું છું; હું ધર્મનો ઉપદેશ કરૂં છું
असत्यम् वदथ=असत्यं वदथ—(તમે) અસત્ય વદો છો.
बालौ ताडयति—બે બાળકોને ( તે ) મારે છે ( તાડન કરે છે ).
वेदान् पठामः—(અમે) વેદો પઢીએ છીએ.
पुस्तकानि लिखन्ति—( તેઓ ) પુસ્તકો લખે છે.
वत्स सुष्ठु भणसि—હે બાલ, ( તું ) ઠીક ભણે છે.

વિભક્તિઓ સાત છે, પહેલી, બીજી, ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી, ને સાતમી. પહેલી વિભક્તિનો અર્થ નિર્દેશ-શબ્દનો ઉચ્ચાર-એટલોજ છે. અર્થાત્, મૂળ શબ્દના

અર્થમાં એથી કંઈ વધારો થતો નથી. 'હું ચોપડી લખું છું', એમાં 'ચોપડી' શબ્દ કહ્યા વિના 'લખું છું' નો અર્થ પૂરો સમજાતો નથી. આ પ્રમાણે ક્રિયાનો અર્થ પૂરનાર શબ્દ કે ક્રિયાનું ફળ જેને લાગુ પડે તે **કર્મ** કહેવાય છે. 'ચોપડી' કર્મ છે. બીજી વિભક્તિ કર્મના અર્થમાં વપરાય છે. 'રામે રાવણને બાણે માર્યો', એમાં 'રામે' ને 'બાણે' એ ત્રીજી વિભક્તિમાં છે. પહેલો શબ્દ કર્તા-ક્રિયાનો કરનાર બતાવે છે; અને બીજો કરણ-ક્રિયા કરવાનું સાધન બતાવે છે. ત્રીજી વિભક્તિ **કર્તા**ના ને **કરણ**ના અર્થમાં વપરાય છે. 'રાજાએ બ્રાહ્મણને દક્ષિણા આપી', 'તેણે મને તારો બનાવ્યો', 'તે યજ્ઞ માટે જાય છે', એમાં 'બ્રાહ્મણને', 'મને', અને 'યજ્ઞ માટે' એ ચોથી વિભક્તિમાં છે. જેને કંઈ આપવામાં આવ્યું હોય, જેને ઉદ્દેશીને કંઈ કાર્ય થયું હોય, તેના એટલે **સંપ્રદાન**ના અને જેને માટે કંઈ થયું હોય તેના એટલે **તાદર્થ્ય**ના અર્થમાં ચોથી વિભક્તિ વપરાય છે. 'ગામથી જાય છે', 'તાવથી પીડાઉં છું', એમાં 'ગામથી' ને 'તાવથી' એ વિયોગ ને હેતુ બતાવે છે. પાંચમી વિભક્તિ **અપાદાન** (જેનાથી છૂટું પડવું તે) ને હેતુ બતાવે છે. 'રાજાનો માણસ', એમાં 'રાજાનો' એ છઠ્ઠી વિભક્તિ છે. એ **સંબન્ધવાચક** છે. 'ગામમાં વસે છે', એમાં 'ગામમાં' એ સ્થળવાચક છે. **અધિકરણ**-વાચક-સ્થળવાચક શબ્દ સપ્તમીમાં આવે છે. આ ઉપરાંત, કોઈને બોલાવી કંઈ કહેવામાં આવે તો ત્યાં **સંબોધન** વપરાય છે. 'હે બાલ, તું ઠીક ભણે છે'—બોલે છે એમાં 'બાલ' એ સંબોધન કહેવાય છે. સંબોધન એ આઠમી વિભક્તિ નથી, પણ પહેલી વિભક્તિનો એક અર્થ છે.

આ પાઠમાં અકારાન્ત (જેને છેડે અ હોય એવા) પુંલિંગ (નરજાતિ) ને નપુંસક લિંગ (નાન્યતર જાતિ) નાં રૂપોના દાખલા આપ્યા છે. એ રૂપો નીચે પ્રમાણે છે:—

| | राम પું૦ | | | फल ન૦ | | |
|---|---|---|---|---|---|---|
| | એ૦ વ૦ | દ્વિ૦ વ૦ | બ૦ વ૦ | એ૦ વ૦ | દ્વિ૦ વ૦ | બ૦ વ૦ |
| ૧ લી | रामः | रामौ | रामाः | फलम् | फले | फलानि |
| ૨ જી | रामम् | ,, | रामान् | ,, | ,, | ,, |
| સં૦ | हे राम | हे रामौ | हे रामाः | फल | ,, | ,, |

કયો શબ્દ કયા લિંગનો છે તે પ્રયોગ પરથી જ-દાખલાઓ જોઈને જ-જણાય છે. सुष्टु એ **અવ્યય** છે, એટલે એના રૂપમાં જાતિ, વચન, કે વિભક્તિનો કંઈ ફેરફાર થતો નથી. વ્યય=ફેરફાર.

*अश्वः + चरति=अश्वश्चरति; जनः + तरति =जनस्तरति.*

નિયમઃ—૧. વિસર્ગની પછી च् કે छ् આવે તો વિસર્ગનો श् થાય છે ને त् કે थ् આવે તો વિસર્ગનો स् થાય છે. श् એ च् ને छ् ના સ્થાનનો-તાલુસ્થાનનો છે, ને स् એ त् ને थ् ના સ્થાનનો-દન્તસ્થાનનો છે.

देवाः + जयन्ति = देवा जयन्ति; बालाः + आगच्छन्ति = बाला आगच्छन्ति.

૨. વિસર્ગની પૂર્વે આ હોય ને પછી સ્વર કે ઘોષ વ્યંજન હોય તો વિસર્ગનો લોપ થાય છે; લોપ થયા પછી બે સ્વરો સાથે હોય તેની સંધિ થતી નથી.

૩. વિભક્તિનો કે કાળનો પ્રત્યય લાગી વાકયમાં વાપરવા લાયક શબ્દ पद કહેવાય છે. रामः, फले, गच्छतः એ બધાં પદો છે.

૪. (अ) પદને અન્તે म् હોય ને તેની પછી श्, ष्, स्, ह्, કે र् આવે તો તેનું નિત્ય અનુસ્વાર થાય છે; (आ) કોઈ પણ સ્પર્શ વ્યંજન આવે તો અનુસ્વાર કે તે વ્યંજનના સ્થાનનો અનુનાસિક થાય છે; ને (इ) य्, व्, કે ल् આવે તો અનુસ્વાર કે અનુનાસિક य्, व्, કે ल् થાય છે. पुष्पम् + हरति = पुष्पं हरति, वनम् + गच्छति = वनं गच्छति કે वनङ्गच्छति, पुस्तकं लिखति કે पुस्तकॅल्लिखति. અનુનાસિક य्, व्, ल् લખવાનો બહુ પ્રચાર નથી.

## નામ.

| અકારાન્ત પું૦ | અકારાન્ત નં૦ |
|---|---|
| अश्वः—ઘોડો. | असत्यम्—અસત્ય, જૂઠું. |
| चौरः—ચોર. | दुःखम्—દુઃખ. |
| जनः—માણસ. | नयनम्—આંખ, નેન. |
| देवः—દેવ. | पर्णम्—પાદડું. |
| धर्मः—ધર્મ, ફરજ. | पापम्—પાપ. |
| बालः—બાલ, છોકરો. | पुस्तकम्—પુસ્તક, ચોપડી. |
| बुधः—ડાહ્યો માણસ. | शरीरम्—શરીર. |
| वत्सः—પ્રિય બાળ. | |
| वृक्षः—ઝાડ. | |
| वेदः—વેદ. | |

## ધાતુ.

उपदिश् (उपदिशति) (૬ ગ. પ)—ઉપદેશ કે બોધ કરવો.
क्रीड् (क्रीडति) ૧ ગ.—ક્રીડા કરવી, રમવું.
गल् (गलति) ૧ ગ.—ગળી જવું, જતું રહેવું.
तड् (ताडयति) ૧૦ ગ.—તાડન કરવું, મારવું.
भण् (भणति) ૧ ગ.—ભણવું, બોલવું.

## અવ્યય.

साधु—સારી રીતે, ઠીક.

---

## પાઠ ૭ મો.

### અકારાન્ત શબ્દો.

रथेन आगच्छति=रथेनागच्छति—રથ વડે તે આવે છે.
पादाभ्यां चलति—તે બે પગે ચાલે છે.
अक्षराणि गणयति बालः—અક્ષરો ગણે છે બાળ-બાળક અક્ષરો ગણે છે.

बालैः सह क्रीडामि—બાળકો સાથે હું રમું છું.
रामाय नमः—રામને નમસ્કાર.
क्रोधाद् भवति संमोहः—ક્રોધથી થાય છે સંમોહ; ક્રોધથી સંમોહ થાય છે.
चक्रं रथस्य अङ्गम्=चक्रं रथस्याङ्गम्—પૈડું રથનું અંગ—ભાગ (છે).
व्याघ्रेभ्यः भयम्=व्याघ्रेभ्यो भयम्—વાઘોથી ભય (છે).
चन्द्रो नक्षत्राणां भूषणम्—ચન્દ્ર નક્ષત્રોનું ભૂષણ (છે).
आकाशे शुकः उत्पतति=आकाशे शुक उत्पतति—આકાશમાં પોપટ ઊડે છે.
पुरुषेषु उत्तमः पुरुषोत्तमः=पुरुषेषूत्तमः पुरुषोत्तमः —પુરુષોમાં ઉત્તમ (તે) પુરુષોત્તમ.
हस्तयोः प्रहरति—બે હાથ પર તે પ્રહાર કરે છે.

આ પાઠમાં અકારાન્ત નામોનાં ત્રીજીથી સાતમી વિભક્તિનાં રૂપોના દાખલા આપ્યા છે. રૂપો નીચે પ્રમાણે છેઃ—

| | राम પું० | | | वन न० | | |
|---|---|---|---|---|---|---|
| | એ० વ० | દ્વિ० વ० | બ० વ० | એ० વ० | દ્વિ० વ० | બ० વ० |
| ૩ જી | रामेण | रामाभ्याम् | रामैः | वनेन | वनाभ्याम् | वनैः |
| ૪ થી | रामाय | रामाभ्याम् | रामेभ्यः | वनाय | ,, | वनेभ्यः |
| ૫ મી | रामात्-द् | ,, | ,, | वनात्-द् | ,, | ,, |
| ૬ ઠ્ઠી | रामस्य | रामयोः | रामाणाम् | वनस्य | वनयोः | वनानाम् |
| ૭ મી | रामे | ,, | रामेषु | वने | ,, | वनेषु |

અકારાન્ત નામના પું० અને ન० નાં રૂપો ૩ જી થી ૭ મી વિભક્તિ સુધી સરખાંજ છે. रामेण, रामाणाम् એ રૂપોમાં न् નો ण् થાય છે, ને वनेन, वनानाम् એમાં થતો નથી. न् નો ण् થવાના નિયમો નીચે પ્રમાણે છેઃ—

૧. ऋ (હ્રસ્વ કે દીર્ઘ), र्, કે ष् પછી લાગલોજ न् આવે તો न् નો ण् થાય છે; જેમકે कर्णं, वर्णं, कृष्ण.

૨. ऋ, र्, કે ष्, અને न् ની વચ્ચે સ્વર, કવર્ગ, પવર્ગ, ह्, य्, व्, કે र् માંના કોઈ વર્ણ આવ્યા હોય તોપણ न् નો ण् થાય છે; रामेण—આમાં र् ને न् ની વચ્ચે आ, म्, ને ए આવ્યા છે.

૩. પદને અન્તે न् નો ण् થતો નથી; માટે रामान् માં न् પદને અન્તે હોવાથી તેનો ण् થતો નથી.

रथेन + आगच्छति=रथेनागच्छति, તેમજ पुरुषेषु + उत्तमः=पुरुषेषूत्तमः. આનો નિયમ નીચે પ્રમાણેઃ—

૪. अ, इ, उ, ऋ (હ્રસ્વ કે દીર્ઘ), અને ऌ પછી સવર્ણ એટલે તેજ સ્થાનનો સ્વર આવે તો બે મળીને તેજ સ્વરનું દીર્ઘરૂપ થાય છે; જેમકે देव + आलयम्=देवालयम्; कवि + ईश्वरः=कवीश्वरः; रघु + उत्तमः=रघूत्तमः. અર્થાત્,

अवर्ण[1] + अवर्ण = आ; इवर्ण + इवर्ण = ई; उवर्ण + उवर्ण + ऊ; ऋवर्ण + ऋवर्ण = ॠ; ऌवर्ण + ऌवर्ण = ॠ (કેમકે ऌ નું દીર્ઘરૂપ નથી ને ॠ ને ऌ સવર્ણ છે).

व्याघ्रेभ्यः + भयम्—અહિં વિસર્ગનો उ થઈ, પાછલા अ સાથે મળી ओ થયો છે. તે નીચેના નિયમો પ્રમાણે થાય છેઃ—

૫. વિસર્ગની પૂર્વે अ હોય ને પછી अ કે ઘોષ વ્યંજન હોય તો વિસર્ગનો उ થાય છે. એ उ પાછલા अ સાથે મળીને એને ઠેકાણે ओ થાય છે, તેનો નિયમઃ—

૬. અવર્ણ પછી ઇવર્ણ, ઉવર્ણ, ઋવર્ણ, કે ऌ આવે તો એને ઠેકાણે પાછલા સ્વરોના ગુણ થાય છે, એટલે અનુક્રમે ए, ओ, अर्, ને अल् થાય છે, અર્થાત્,

अवर्ण + इवर्ण=ए; अवर्ण + उवर्ण=ओ; अवर्ण + ऋवर्ण=अर्; ने अवर्ण + ऌ=अल्.

व्याघ्रेभ्यः + भयम्=व्याघ्रेभ्य उ भयम्=व्याघ्रेभ्यो भयम्.

शुकः + उत्पतति—અહિં વિસર્ગ લોપાયો છે, તેનો નિયમઃ—

૭. વિસર્ગની પૂર્વે अ હોય ને પછી अ સિવાય કોઈ સ્વર હોય તો વિસર્ગ લોપાય છે. લોપાયા પછી એ સ્વરો સાથે આવે તેની સંધિ થતી નથી.

पुरुषेषु उत्तमः—એમાં उत्तम એ વિશેષણ છે. પ્રાણી, પદાર્થ, કે ગુણને ઓળખાવવાને તેમનાં નામ પાડ્યાં હોય છે તે **નામ** કહેવાય છે, ને તે પદાર્થ કેવો કે કેટલો છે એમ ગુણ બતાવનાર શબ્દ **વિશેષણ** કહેવાય છે.

૮. વિશેષણને જે નામનો તે ગુણ બતાવે છે તેનાં એટલે વિશેષ્યનાં જાતિ, વચન, ને વિભક્તિ લાગે છે.

## નામ. અકારાન્ત પું૦.

| | |
|---|---|
| आकाशः—આકાશ. | रथः—રથ. |
| क्रोधः—ક્રોધ. | रामः—રામ. |
| चन्द्रः—ચન્દ્ર. | व्याघ्रः—વાઘ. |
| पादः—પગ. | शुकः—પોપટ. |
| पुरुषः—પુરુષ. | संमोहः—અજ્ઞાન. |
| पुरुषोत्तमः—વિષ્ણુ. | हस्तः—હાથ. |

## નામ. અકારાન્ત નં૦.

| | |
|---|---|
| अङ्गम्—અંગ; અવયવ. | नक्षत्रम्—નક્ષત્ર. |
| अक्षरम्—અક્ષર. | भयम्—ભય. |
| आकाशम्—આકાશ. | भूषणम्—અલંકાર, ૧. |
| चक्रम्—પૈડું, ચાક. | वनम्—વન. |

[1] અવર્ણ=अ કે आ, ઇવર્ણ=इ કે ई, ઉવર્ણ=उ કે ऊ, ને ઋવર્ણ=ऋ કે ॠ.

**વિશેષણ.**

उत्तम—ઉત્તમ, શ્રેષ્ઠ.

**અવ્યય.**

सह—સાથે ( એને યોગે ત્રીજી વિભક્તિ વપરાય છે ).
नमः—નમસ્કાર ( એને યોગે ચોથી વિભક્તિ વપરાય છે ).

**ધાતુ.**

चल् ( चलति ) (૧ ગ.) ચાલવું, ફરવું. | प्र ह ( प्रहरति ) (૧ ગ.) પ્રહાર કરવો.

---

## પાઠ ૮ મો.

### ઇકારાન્ત, ઉકારાન્ત, તકારાન્ત, ને દકારાન્ત શબ્દો.

रविः उदयं याति=रविरुदयं याति—સૂર્ય ઉદય પામે છે.

रामः कपिभिः रावणं जयति=रामः कपिभी रावणं जयति—રામ વાનરો વડે રાવણુને જીતે છે.

कवयः भूपतीनाम् चरितं वर्णयन्ति=कवयो भूपतीनां चरितं वर्णयन्ति—કવિઓ ભૂપતિઓનું ચરિત વર્ણવે છે.

गुरवे नमः—ગુરુને નમસ્કાર.

वीरः अरीन् जयति=वीरोऽरीञ्जयति—વીર પુરુષ શત્રુઓને જીતે છે.

हरये स्वस्ति—હરિનું કલ્યાણ ( થાઓ ).

अग्नये स्वाहा—અગ્નિને સ્વાહા.

शिशू वृक्षमारोहतः—બે બાળકો વૃક્ષ પર ચડે છે.

मनोः अपत्यानि मानवाः=मनोरपत्यानि मानवाः—મનુનાં છોકરાં માનવ (છે).

उदधिषु बहवः जन्तवः वसन्ति=उदधिषु बहवो जन्तवो वसन्ति—સમુદ્રોમાં બહુ જન્તુઓ વસે છે.

गुरौ अपि प्रहरति मूर्खः=गुरावपि प्रहरति मूर्खः—ગુરુને વિષે પણ પ્રહાર કરે છે મૂર્ખ ( મૂર્ખ ગુરુને પણ પ્રહાર કરે છે ).

विपदि धैर्यं रक्षन्ति धीराः—વિપત્તિમાં ધૈર્ય રક્ષે છે ધીરો ( વિપત્તિમાં ધીરો ધૈર્ય રક્ષે છે ).

भानुः दिनस्य मणिः=भानुर्दिनस्य मणिः—સૂર્ય દિવસનો મણિ છે.

सुहृदाम् वचनं नातिक्रामन्ति=सुहृदां वचनं नातिक्रामन्ति—તેઓ મિત્રોનું વચન ઉલ્લંઘતા નથી.

આ પાઠમાં इकारान्त ને उकारान्त પુંલિંગ નામોના રૂપોના દાખલા છે. રૂપો નીચે પ્રમાણે છે:—

| | हरि પું० | | | भानु પું० | | |
|---|---|---|---|---|---|---|
| | એ૦ વ૦ | દ્વિ૦ વ૦ | બ૦ વ૦ | એ૦ વ૦ | દ્વિ૦ વ૦ | બ૦ વ૦ |
| ૧ લી | हरिः | हरी | हरयः | भानुः | भानू | भानवः |
| ૨ જી | हरिम् | ,, | हरीन् | भानुम् | ,, | भानून् |
| ૩ જી | हरिणा | हरिभ्याम् | हरिभिः | भानुना | भानुभ्याम् | भानुभिः |
| ૪ થી | हरये | ,, | हरिभ्यः | भानवे | ,, | भानुभ्यः |
| ૫ મી | हरेः | ,, | ,, | भानोः | ,, | ,, |
| ૬ ઠ્ઠી | ,, | हर्योः | हरीणाम् | ,, | भान्वोः | भानूनाम् |
| ૭ મી | हरौ | ,, | हरिषु | भानौ | ,, | भानुषु |
| સં० | हरे | हरी | हरयः | भानो | भानू | भानवः |

हरि અને भानुનાં રૂપો સરખાવતાં માલમ પડશે કે તેમાં સરખોજ ફેરફાર થાય છે.

વળી આ પાઠમાં दकारान्त અને तकारान्त નામોના રૂપોના દાખલા પણ છે તેમનાં રૂપો નીચે પ્રમાણે:—

विपद् સ્ત્રી०

| | એ૦ વ૦ | દ્વિ૦ વ૦ | બ૦ વ૦ | | એ૦ વ૦ | દ્વિ૦ વ૦ | બ૦ વ૦ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ લી | विपद् | विपदौ | विपदः | ૫ મી | विपदः | विपद्भ्याम् | विपद्भ्यः |
| ૨ જી | विपदम् | ,, | ,, | ૬ ઠ્ઠી | ,, | विपदोः | विपदाम् |
| ૩ જી | विपदा | विपद्भ्याम् | विपद्भिः | ૭ મી | विपदि | ,, | विपत्सु |
| ૪ થી | विपदे | ,, | विपद्भ्यः | સં० | विपद् | विपदौ | विपदः |

હવે તમે राम, हरि, भानु, ને विपद् નાં રૂપો શીખ્યા તે સરખાવશો, ને મુખ્યત્વે विपद् નાં રૂપો જોશો, તો પ્રત્યયો નીચે પ્રમાણે છે એમ જણાશે:—

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લી | स | औ | अस |
| ૨ જી | अम् | ,, | ,, |
| ૩ જી | आ | भ्याम् | भिस |
| ૪ થી | ए | ,, | भ्यस |
| ૫ મી | अस् | ,, | ,, |
| ૬ ઠ્ઠી | ,, | ओस | आम् |
| ૭ મી | इ | ,, | सु |
| સં० | स | औ | अस |

વ્યંજનાન્ત શબ્દોમાં स પ્રત્યય લોપાય છે.

હવે પાઠમાં આપેલાં વાક્યોમાં સંધિના નિયમો વિષે.

रविः + उदयम् = रविरुदयम् ; कपिभिः + रावणम् = कपिभिर् + रावणम् = कपिभी रावणम् ; मनोः + अपत्यानि = मनोरपत्यानि; भानुः + दिनस्य = भानुर्दिनस्य.

નિયમ એવા છે કે

૧. વિસર્ગની પૂર્વે अ કે आ સિવાયનો કોઈ સ્વર હોય ને પછી સ્વર કે ઘોષ વ્યંજન હોય તો વિસર્ગનો र् થાય છે.

૨. र् ની પછી र् આવે તો પહેલો र् લોપ પામે છે ને તેની પહેલાંનો સ્વર દીર્ઘ થાય છે.

वीरः + अरीन् = वीरोऽरीन्. નીચેના નિયમો પ્રમાણેઃ—

વિસર્ગની પૂર્વે अ હોય ને પછી अ હોય તો વિસર્ગનો उ થાય છે (પા. ૭ નિ. ૫). તે પ્રમાણે વિસર્ગનો उ થઈ તે उ પાછલા अ સાથે મળીને अ + उ = ओ થાય છે (પા. ૭ નિ. ૬). પછી નીચેનો નિયમ લાગુ પડે છેઃ—

૩. પદને અન્તે ए કે ओ હોય ને તેની પછી अ આવે તો તે अ પૂર્વના સ્વરમાં મળી *પૂર્વરૂપ થાય છે. એ अ પૂર્વરૂપ થયો છે તે બતાવવા ऽ ચિહ્ન મુકાય છે, તે ચિહ્નને અવગ્રહ કહે છે.

गुरौ अपि= गुरावपि. નિયમઃ—

૪. ए, ऐ, ओ, ને औ પછી કોઈ સ્વર આવે તો તેના અનુક્રમે अय्, आय्, अव्, ને आव् થાય છે.

એ નિયમને અનુસરી हरये ને गुरवे રૂપો થયાં છે. हरि + ए = પ્રથમ इ નો ગુણ થઈ हरे + ए = हरय् + ए = हरये. गुरु + ए = उ નો ગુણ થઈ गुरो + ए = गुरव् + ए = गुरवे.

૫. પદને અન્તે ए, ऐ, ओ, ને औ હોય તો તેને બદલે થયલા अय्, आय्, अव्, ને आव् ના य् ને व् વિકલ્પે લોપાય છે, ને લોપાયા પછી સ્વરોની સંધિ થતી નથી. ઉદા૦—गुरौ+अपि=गुरावपि કે गुरा अपि.

अरीन् + जयति. નિયમઃ—

૬. स् કે તવર્ગના કોઈ પણ વ્યંજનનો યોગ श् કે ચવર્ગના કોઈ પણ વ્યંજન સાથે થાય, ત્યારે स् ને ઠેકાણે श् ને તવર્ગના વર્ણને ઠેકાણે ચવર્ગનું તેટલામું વ્યંજન મુકાય છે. આ પ્રમાણે न् ને બદલે ञ् થયો.

૭. अतिक्रामन्ति—क्रम् ધાતુ ૧ લા ને ૪ થા ગણનો છે ને એનો ઉપાન્ત્ય अ દીર્ઘ થાય છે, क्रामन्ति, क्राम्यन्ति.

* પૂર્વનાજ જેવો; અર્થાત્, अ લોપાય છે.

## નામ.

अग्नि ( पुं० )—અગ્નિ.
अपत्य ( अपत्यम् ) ( न० )—છોકરું.
अरि ( पुं० )—શત્રુ.
उदधि ( पुं० )—સમુદ્ર.
उदय ( उदयः ) ( पुं० )—ઉદય.
कपि ( पुं० )—વાનર.
कवि ( पुं० )—કવિ.
गुरु ( पुं० )—ગુરુ.
चरित ( चरितम् ) ( न० )—ચરિત, વૃત્તાન્ત.
जन्तु ( पुं० )—પ્રાણી, જીવ.
दिन ( दिनम् ) ( न० )—દિવસ.
धीर ( धीरः ) ( पुं० )—ધીરો પુરુષ.
धैर्य ( धैर्यम् ) ( न० )—ધીરજ.
भूपति ( पुं० )—રાજા; પૃથ્વીનો ધણી.
भानु ( पुं० )—સૂર્ય.
मणि ( पुं० )—મણિ.
मनु ( पुं० )—મનુ.
मानव ( मानवः ) ( पुं० )—મનુષ્ય.
रवि ( पुं० )—સૂર્ય.
राम ( रामः ) ( पुं० )—રામ.
रावण ( रावणः ) ( पुं० )—રાવણ.
वचन ( वचनम् ) ( न० )—વચન.
विपद् ( स्त्री० )—વિપત્તિ.
वीर ( वीरः ) ( पुं० )—વીર પુરુષ.
शिशु ( पुं० )—બાળ.
सुहृद् ( पुं० )—મિત્ર.
हरि ( पुं० )-૧ વિષ્ણુ; ૨ એ નામનો પુરુષ.

## ધાતુ.

क्रम् [ अतिपूર्वક ] ( अतिक्रामति, अतिक्राम्यति ) ( १ ग., ४ ग. ) ઓળંગવું, ઉલ્લંઘન કરવું.
या ( याति ) ( २ ग. )—જવું.
रक्ष् ( रक्षति ) ( १ ग. )—રક્ષણ કરવું.
रुह् [ આપૂર્વક ] ( आरोहति ) ( १ ग. )—ચઢવું.
वर्ण् ( वर्णयति ) ( १० ग )—વર્ણવવું.

## અવ્યય.

अपि—પણ.
न—નહિ.
स्वस्ति—કલ્યાણ (એને યોગે ચતુર્થી વપરાય છે ).
स्वाहा—અગ્નિમાં આહુતિ આપતી વખતે એ શબ્દ ઉચ્ચારાય છે ( એને યોગે ચતુર્થી વપરાય છે ).

## વિશેષણ.

बहु—બહુ.

---

## પાઠ ૯ મો.

### આત્મનેપદ વર્તમાનકાળ ને આકારાન્ત શબ્દો.

विद्या नाम नरस्य रूपमधिकम्—વિદ્યા, ખરેખર, નરનું રૂપ અધિક ( અધિક રૂપ છે ).
सीतया सह रामो रमते—સીતા સાથે રામ રમે છે.

नरपतिर्विघ्नेभ्यः प्रजाः त्रायते (प्रजास्त्रायते)—રાજા વિઘ્નોથી પ્રજાઓને રક્ષે છે.

मयूरा वर्षासु नृत्यन्ति—મોરો ચોમાસામાં નાચે છે.

रमायाम् हरिरुत्सुकः=रमायां हरिरुत्सुकः—લક્ષ્મીને વિષે હરિ ઉત્સુક (છે).

शालाभ्यः सायं निर्गच्छन्ति बालिकाः—શાળાઓમાંથી સાંજે નીકળે છે બાળાઓ (બાળાઓ શાળાઓમાંથી સાંજે નીકળે છે).

आकाश उड्डयन्ते शुकाः—આકાશમાં ઊડે છે પોપટો (પોપટો ઊડે છે).

वत्से सुष्ठु शोभसे विनयेन—પ્રિય બાલે, તું ઠીક શોભે છે વિનયે (વિનયે ઠીક શોભે છે).

असत्यं भाषध्वे—(તમે) અસત્ય બોલો છો.

पुष्पाणां गन्धं हरन्ति अलयः=पुष्पाणां गन्धं हरन्त्यलयः—પુષ્પોની ગન્ધ હરે છે મધમાખો. (મધમાખો પુષ્પોની ગન્ધ હરે છે).

बिडालान् ताडयति=बिडालांस्ताडयति—(તે) બિલાડાઓને મારે છે.

इषू अस्यसि—(તું) બે બાણો ફેંકે છે.

प्रतिपदश्चन्द्रकलेव दिने दिने वर्धते बाला—પડવાની ચન્દ્રકલાની પેઠે દિવસે દિવસે વધે છે બાલા (બાલા વધે છે).

कन्ययोःविवाहो (कन्ययोर्विवाहो) वर्ततेऽद्य—બે કન્યાઓનો વિવાહ છે આજ (આજ લગ્ન છે).

ગયા પાઠ સુધી વર્તમાનકાળનાં રૂપો આપ્યાં હતાં તે કરતાં આમાં જુદાં જણાશે. रमते, शोभसे, भाषध्वे, उड्डयन्ते આ બધાં એવાં રૂપો છે ધાતુને કાળના પ્રત્યયો લાગે છે તે બે પ્રકારના છે, કેટલાક परस्मैपद ને કેટલાક आत्मनेपद કહેવાય છે. જે ધાતુઓને પરસ્મૈપદ પ્રત્યયો લાગે છે તે परस्मैपदी ને જેને આત્મનેપદ પ્રત્યયો લાગે છે તે आत्मनेपदी કહેવાય છે. કેટલાક ધાતુને બંને પ્રત્યયો લાગે છે તે उभयपदी કહેવાય છે. બંને પદનાં રૂપો નીચે આપ્યાં છે.

| | भू ૧ ગ. પ૦ | | | वृध् ૧ ગ. આ૦ | | |
|---|---|---|---|---|---|---|
| | એ૦ વ૦ | દ્વિ૦ વ૦ | બ૦ વ૦ | એ૦ વ૦ | દ્વિ૦ વ૦ | બ૦ વ૦ |
| ૧ પુ૦ | भवामि | भवावः | भवामः | वर्धे | वर्धावहे | वर्धामहे |
| ૨ પુ૦ | भवसि | भवथः | भवथ | वर्धसे | वर्धेथे | वर्धध्वे |
| ૩ પુ૦ | भवति | भवतः | भवन्ति | वर्धते | वर्धेते | वर्धन्ते |

## પ્રત્યયો.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | પુ૦ मि | वस् | मस् | ए | वहे | महे |
| ૨ | પુ૦ सि | थस् | थ | से | इथे | ध्वे |
| ૩ | પુ૦ ति | तस् | अन्ति | ते | इते | अन्ते |

वस् ને मस् ની પૂર્વે થાય છે તેમ वहे ને महे ની પૂર્વે अ નો आ થાય છે, ને अन्ति ની પૂર્વેનો अ લોપાય છે તેમ ए અને अन्ते ની પૂર્વેનો પણ अ લોપાય છે ઉપરના આત્મનેપદ બધા પ્રત્યયોને અન્તે एकार છે એ લક્ષમા રાખવું.

આકારાન્ત સ્રીલિંગના રૂપો પણ આ પાઠમા વાપર્યા છે તે રૂપો નીચે પ્રમાણે થાય છે:—

### रमा સ્રી૦

| | એ૦ વ૦ | દ્વિ૦ વ૦ | બ૦ વ૦ |
|---|---|---|---|
| ૧ લી | रमा | रमे | रमाः |
| ૨ જી | रमाम् | ,, | ,, |
| ૩ જી | रमया | रमाभ्याम् | रमाभिः |
| ૪ થી | रमायै | ,, | रमाभ्यः |
| ૫ મી | रमायाः | ,, | ,, |
| ૬ ઠી | ,, | रमयोः | रमाणाम् |
| ૭ મી | रमायाम् | ,, | रमासु |
| સં૦ | रमे | रमे | रमाः |

### નામ.

अलि ( पुं० )—મધમાખી.
इषु ( पुं० )—બાણ.
कन्या ( स्त्री० )—કન્યા.
गन्ध ( गन्धः ) ( पुं० )—ગન્ધ.
चन्द्रकला ( स्त्री० )—ચન્દ્રની કળા.
नर ( नरः ) ( पुं० )—નર.
नरपति ( पुं० )—રાજા.
पुष्प ( पुष्पम् ) ( न० )—ફૂલ.
प्रजा ( स्त्री० )—રૈયત.
प्रतिपद् ( स्त्री० )—પડવો.
बाला ( स्त्री० )—બાળા.
बालिका ( स्त्री० )—બાળા.
बिडाल ( बिडालः ) ( पुं० )—બીલાડો
मयूर ( मयूरः ) ( पुं० )—મોર.
रमा ( स्त्री० )—લક્ષ્મી.
रूप ( रूपम् ) ( न० )—રૂપ.
वत्सा ( स्त्री० )—પ્રિય બાળા.
वर्षा ( स्त्री० )—ચોમાસુ ( એ શબ્દ બહુવચનમાંજ વપરાય છે ).
विघ्न ( विघ्नः ) ( पुं० )—વિઘ્ન, અડચણ.
विद्या ( स्त्री० )—વિદ્યા.
विनय ( विनयः ) ( पुं० )—નમ્રતા.
विवाह ( विवाहः ) ( पुं० )—લગ્ન.
शाला ( स्त्री० )—નિશાળ.
सीता ( स्त्री० )—સીતા.

### વિશે૦

अधिक—ઘણું, મોટું, અદકુ.
उत्सुक—ઉત્સુક, આતુર.

### અવ્ય૦

अद्य—આજ.
इव—પેઠે.
नाम—ખરેખર.
सायम्—સાંજે.

### ધાતુ.

अस् ( अस्यति ) ( ४ ગ० પ० )—ફેંકવું.
उद्डी ( उड्डयते ) उड्डी ( १ ગ० આ० )—ઊડવું.
त्रै ( त्रायते ) ( १ ગ० આ० )—રક્ષણ કરવું
निर्गम् ( निर्गच्छति ) ( १ ગ० પ० )—નીકળવું.
भाष् ( भाषते ) ( १ ગ० આ० )—ભાખવું, બોલવું.
रम् ( रमते ) ( १ ગ० આ० )—રમવું.
वृत् ( वर्तते ) ( १ ગ० આ० )—હોવું.
वृध् ( वर्धते ) ( १ ગ० આ० )—વધવું
शुभ् ( शोभते ) ( १ ગ० આ० )—શોભવું.

---

## પાઠ ૧૦ મો.

### સર્વનામ.

सर्वः स्वार्थं समीहते=सर्वस्स्वार्थं समीहते—સર્વ સ્વાર્થ ઇચ્છે છે.
सर्वेभ्यः देवेभ्यो नमः=सर्वेभ्यो देवेभ्यो नमः—સર્વ દેવોને નમસ્કાર.

सर्वासु कलासु चतुर एषः बालः=सर्वासु कलासु चतुर एष बालः—સર્વે કળામાં ચતુર એ બાળ (એ બાળ ચતુર છે).

कस्य एषः पुत्रः=कस्यैष पुत्रः—કોનો આ પુત્ર ! (આ પુત્ર કોનો છે!)

का वार्ता वर्तते—શી ખબર છે !

अन्यः कः अपि एषः=अन्यः कोऽप्येषः—બીજો કોઈ આ (આ કોઈ બીજો છે).

किम् अपि एषा कथयति=किमप्येषा कथयति—કંઈક એ સ્ત્રી કહે છે. (એ સ્ત્રી કંઈક કહે છે).

भूपते एषा एव सा ऊर्मिका=भूपते एषैव सोर्मिका—હે રાજા, એજ તે વીંટી (છે).

स जनः अन्याम् कामयते=स जनोऽन्यां कामयते—તે પુરુષ અન્ય સ્ત્રીને ચાહે છે.

के एते कन्ये—કઈ આ બે કન્યા છે? (આ બે કન્યા કઈ છે?)

तेषाम् विद्या न विद्यते=तेषां विद्या न विद्यते—તેઓની—તેઓમાં વિદ્યા નથી.

| | सर्व પું૦ | | | सर्वा સ્ત્રી૦ | | |
|---|---|---|---|---|---|---|
| | એ૦ વ૦ | દ્વિ૦ વ૦ | બ૦ વ૦ | એ૦ વ૦ | દ્વિ૦ વ૦ | બ૦ વ૦ |
| ૧ લી | सर्वः | सर्वौ | सर्वे | सर्वा | सर्वे | सर्वाः |
| ૨ જી | सर्वम् | ,, | सर्वान् | सर्वाम् | ,, | ,, |
| ૩ જી | सर्वेण | सर्वाभ्याम् | सर्वैः | सर्वया | सर्वाभ्याम् | सर्वाभिः |
| ૪ થી | सर्वस्मै | ,, | सर्वेभ्यः | सर्वस्यै | ,, | सर्वाभ्यः |
| ૫ મી | सर्वस्मात् | ,, | ,, | सर्वस्याः | ,, | ,, |
| ૬ ઠ્ઠી | सर्वस्य | सर्वयोः | सर्वेषाम् | ,, | सर्वयोः | सर्वासाम् |
| ૭ મી | सर्वस्मिन् | ,, | सर्वेषु | सर्वस्याम् | ,, | सर्वासु |

सर्व ન૦

૧ લી ને ૨ જી सर्वम् सर्वे सर्वाणि

બાકીનાં પું૦ પ્રમાણે.

सर्व એ સર્વનામ છે; એનું સ્ત્રીલિંગ सर्वा છે. એનાં રૂપો પું૦ માં राम જેવાં, સ્ત્રી૦ માં रमा જેવાં, ને ન૦ માં फल જેવાં સામાન્ય રીતે થાય છે. સર્વનામના સંબોધનનાં રૂપો થતાં નથી, માત્ર નીચેનાં રૂપો જુદાં છે.—

| પું० | સ્ત્રી० | ન० |
|---|---|---|
| ૧ લી બ० વ० सर्वे | | પું० જેવાં |
| ૪ થી એ० વ० सर्वस्मै | सर्वस्यै | (૧લી બ० વ० સિવાય). |
| ૫ મી એ० વ० सर्वस्मात् | सर्वस्याः ૬ ઠ્ઠી એ० વ० પણ. | |
| ૬ ઠ્ઠી બ० વ० सर्वेषाम् | सर्वासाम् | |
| ૭ મી એ० વ० सर्वस्मिन् | सर्वस्याम् | |

पर (બીજું), अन्य (બીજું), विश्व (બધું), એ પણ સર્વનામ છે ને એનાં રૂપો સર્વના જેવા થાય છે. अन्यનું નપું० ૧ લી ને ૨ જી નું એ० વ० अन्यत् થાય છે.

तद् (તે), यद् (જે), एतद् (એ), किम् (કોણ, શું), એ સર્વનામ છે. એ શબ્દોને પું० મા त, य, एत, ને क ગણી એનાં રૂપો सर्व ના જેવાં કરવાં; સ્ત્રી० માં ता, या, एता, ને का ગણી सर्वा જેવાં રૂપો કરવાં. तद् નું પું० માં ૧ લી એ० વ० सः ને एतद् નું एषः થાય છે; ને સ્ત્રી० માં तद्नું ૧ લી એ० વ० सा ને एतद् નું एषा થાય છે. ન० ૧ લી ને ૨ જીના એ० વ० માં तद्, यद्, एतद्, ને किम् થાય છે.

| तद् પું० | એ० વ० | દ્વિ० વ० | બ० વ० |
|---|---|---|---|
| ૧ લી | सः | तौ | ते |
| ૨ જી | तम् | ,, | तान् |
| ૩ જી | तेन | ताभ्याम् | तैः |
| વગેરે | | | |

| यद् સ્ત્રી० | એ० વ० | દ્વિ० વ० | બ० વ० |
|---|---|---|---|
| ૪ થી | यस्यै | याभ्यां | याभ्यः |
| ૫ મી | यस्याः | ,, | ,, |
| ૬ ઠ્ઠી | ,, | ययोः | यासाम् |
| ૭ મી | यस्याम् | ,, | यासु |

किम् ન०

| | એ० વ० | દ્વિ० વ० | બ० વ० |
|---|---|---|---|
| ૧ લી | किम् | के | कानि |
| ૨ જી | ,, | ,, | ,, |
| ૩ જી | केन | काभ्याम् | कैः |

एतद् પું०

| | એ० વ० | દ્વિ० વ० | બ० વ० |
|---|---|---|---|
| ૧ લી | एषः | एतौ | एते |
| ૨ જી | एतम्-एनम् | एतौ-एनौ | एतान्-एनान् |
| ૩ જી | एतेन-एनेन | एताभ्याम् | एतैः |
| ૪ થી | एतस्मै | एताभ्याम् | एतेभ्यः |
| ૫ મી | एतस्मात् | ,, | ,, |
| ૬ ઠ્ઠી | एतस्य | एतयोः-एनयोः | एतेषाम् |
| ૭ મી | एतस्मिन् | ,, | एतेषु |

અવ્યય.

अतीव-ઘણું.
भूयः भूयः-વારંવાર.
सार्धम्-સાથે ( સહની પેઠે એને યોગે તૃ० વિ० વપરાય છે ).
स्वधा-પિતૃઓને બલિદાન આપતી વખતે ઉચ્ચારાય છે ( એને યોગે ચ० વિ० વપરાય છે ).

---

## પાઠ ૧૮ મો.

### इकारान्त, उकारान्त, ને ऋकारान्त નપુંસક શબ્દો.

पाण्डु वदनं रोगं सूचयति—પીળું વદન રોગ સૂચવે છે.

इचुयशानां तालु स्थानम्—इवर्ण, चवर्ग, य, ને श નું તાલુસ્થાન છે.

भ्रमरा मधुनेऽलुभ्यन्—ભમરાઓએ મધ માટે લોભ કર્યો.

बालोऽश्रूणि मुञ्चति नयनाभ्याम्—બાળક આંસુ છોડે છે બે આંખોમાંથી ( બે આંખોમાંથી આંસુ પાડે છે ).

समुद्रो वारीणां निधिः—સમુદ્ર જળનો ભંડાર છે.

औषधं प्रायेण अस्वादु एव ( प्रायेणास्वाद्वेव ) स्वादु हितं च तद् दुर्लभं खलु—ઔષધ ઘણું કરીને અસ્વાદુજ ( સ્વાદ વગરનું ) હોય છે; સ્વાદવાળુ ને હિતકારક તે દુર્લભ, ખરેખર ( તે ઓસડ, ખરેખર, દુર્લભ છે ).

अङ्गानां विस्तारयितॄणा यौवनेन नार्योऽवलिप्ता भवन्ति—અવયવોના વિસ્તાર કરનાર જુવાનીથી નારીઓ મગરૂબ થાય છે.

આ પાઠમાં इकारान्त, उकारान्त, ને ऋकारान्त નપુંસક શબ્દોના રૂપોના દાખલા છે. રૂપો નીચે પ્રમાણે છેઃ—

| | वारि न० | | | मधु न० | | |
|---|---|---|---|---|---|---|
| | એ० વ० | દ્વિ० વ० | બ० વ० | એ० વ० | દ્વિ० વ० | બ० વ० |
| प्र० | वारि | वारिणी | वारीणि | मधु | मधुनी | मधूनि |
| द्वि० | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| तृ० | वारिणा | वारिभ्याम् | वारिभिः | मधुना | मधुभ्याम् | मधुभिः |
| च० | वारिणे | ,, | वारिभ्यः | मधुने | ,, | मधुभ्यः |
| पं० | वारिणः | ,, | ,, | मधुनः | ,, | ,, |
| ष० | ,, | वारिणोः | वारीणाम् | ,, | मधुनोः | मधूनाम् |
| स० | वारिणि | ,, | वारिषु | मधुनि | ,, | मधुषु |
| सं० | वारि-वारे | वारिणी | वारीणि | मधो-मधु | मधुनी | मधूनि |

| | कर्तृ न० | | | लघु न० | |
|---|---|---|---|---|---|
| प्र० कर्तृ | कर्तृणी | कर्तृणि | लघु | लघुनी | लघूनि |
| द्वि० ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| तृ० कर्तृणा | कर्तृभ्याम् | कर्तृभिः | लघुना | लघुभ्याम् | लघुभिः |
| च० कर्तृणे | ,, | कर्तृभ्यः | लघुने-लघवे | ,, | लघुभ्यः |
| पं० कर्तृणः | ,, | ,, | लघुनः-लघोः | ,, | ,, |
| ष० ,, | कर्तृणोः | कर्तृणाम् | ,, | लघुनोः-लघ्वोः | लघूनाम् |
| स० कर्तृणि | ,, | कर्तृषु | लघुनि-लघौ | ,, | लघुषु |
| सं० कर्तः-कर्तृ | कर्तृणी | कर्तृणि | लघो-लघु | लघुनी | लघूनि |

ઉપલાં રૂપો પરથી જણાશે કે इकारान्त, उकारान्त, ने ऋकारान्त શબ્દોમાં प्र०, सं०, ને द्वि० ના એ૦ વ૦ નો પ્રત્યય લોપાય છે, तृ० ના એ૦ વ૦ થી સ્વરાદિ પ્રત્યયો પૂર્વે न् આગમ લાગે છે, ને सं० ના એ૦ વ૦ માં અન્ત્ય સ્વરનો વિકલ્પે ગુણ થાય છે.

उकारान्त વિશેષણનું સ્ત્રીલિંગ ई પ્રત્યય લગાડવાથી વિકલ્પે થાય છે; જેમકે गुरु નું સ્ત્રી૦ गुरु કે गुर्वी, लघु નું लघु કે लघ्वी गुरु સ્ત્રી૦, लघु સ્ત્રી૦ વગેરે નાં રૂપો धेनु ના જેવાં, ને गुर्वी સ્ત્રી૦, लघ्वी સ્ત્રી૦ વગેરે નાં नदी જેવાં થાય છે.

इकारान्त, उकारान्त, ने ऋकारान्त વિશેષણના નપુંસકનાં રૂપો, એવાં નપુંસક નામનાં જેવાજ થાય છે. પણ च०, पं०, ष०, स० ના એ૦ વ૦ અને ष० તથા स० ના द्वि० વ૦ ના રૂપો વિકલ્પે એવા પુંલિંગ નામનાં જેવાં પણ થાય છે; જુઓ लघु न० ના રૂપો

कार्ये लघु प्रयोजनं तु गुर्वेव ।
प्रियाया मञ्जु जल्पितं निशम्यातीव प्रीतोऽभवन्नारायणः ।
वल्गुना विकसितेन पश्येदं पद्मं मे मानसं हरति ।
चिन्तायाः समं नान्यत् किंचिच्छोषयितृ विद्यते ।
अयि प्रकृतिमापद्यते ते सखी ।
अयमपरो गण्डस्योपरि स्फोटः ।
शुचि मनो यद्यस्ति तीर्थेन किम् ।
मधु तिष्ठति जिह्वाग्रे हृदये तु हलाहलम् ।
अथवा मृदु वस्तु हिंसितुं मृदुनैवारभते प्रजान्तकः ।
अपाङ्गनायाः परमं विभूषणम् ।

---

दीनो वा राज्यहीनो वा यो मे भर्ता स मे गुरुः ।
तं नित्यमनुरक्तास्मि यथा सूर्यं सुवर्चला ॥
दक्षिणे लक्ष्मणो यस्य वामे च जनकात्मजा ।
पुरतो मारुतिर्यस्य तं वन्दे रघुनन्दनम् ॥

**उद्यमेन हि सिध्यन्ति कार्याणि न मनोरथैः ।**
**न हि सुप्तस्य सिंहस्य प्रविशन्ति मुखे मृगाः ॥**

સ્મૃતિ શ્રુતિના અર્થને અનુસરે છે.
પૃથ્વી પર તેણે સ્વર્ગનું સુખ અનુભવ્યું.
શિષ્યોએ ગુરુની આજ્ઞા પાળવી જોઈએ.
ગંગાનું જળ શ્વેત ને યમુનાનું શ્યામ છે.
ઓહો![1] ચાંદનીની રમણીયતા!

**નામ.**

अङ्गना ( સ્ત્રી૦ )–સ્ત્રી.
अश्रु ( ન૦ )–આંસુ.
आगमन(आगमनम्)(ન૦)–આવવું તે.
उद्यम ( उद्यमः ) ( પું૦ )–ઉદ્યમ.
कार्य ( कार्यम् ) ( ન૦ )–કાર્ય, કારજ, કામ, મનોરથ.
गण्ड ( गण्ड ) ( પું૦ )–ગણુ, ફોલ્લો.
चिन्ता ( સ્ત્રી૦ )–ચિન્તા.
जनकात्मजा ( जनक પું૦ + आत्मजा સ્ત્રી૦–પુત્રી )–જનકની પુત્રી, સીતા.
तालु ( ન૦ ) તાળવું.
तीर्थ ( तीर्थम् ) ( ન૦ )–તીર્થ, પવિત્ર સ્થળ.
दक्षिण ( दक्षिणम् ) ( ન૦ )–જમણી બાજુ.
नारायण (नारायणः) (પું૦ )–નારાયણ.
नारी ( સ્ત્રી૦ )–સ્ત્રી.
निधि ( પું૦ )–ભંડાર.
प्रकृति ( સ્ત્રી૦ )–સ્વાભાવિક સ્થિતિ, ભાન.
प्रिया ( સ્ત્રી૦ )–પ્રિયા.
भ्रमर ( भ्रमरः ) ( પું૦ )–ભમરો.
मधु ( ન૦ )–મધ.
मनोरथ ( मनोरथः ) ( પુ૦ )–મનોરથ, ઇચ્છા.
मानस ( मानसम् ) ( ન૦ )–મન.
मारुति ( પું૦ )–હનુમાન્.
जल्पित ( जल्पितम् ) ( जल्प् નો ભૂ૦ કૃ૦. )–બોલવું તે
जिह्वाग्र ( जिह्वाग्रम् ) ( ન૦ ) (તત્પુ૦, जिह्वा સ્ત્રી૦ + अग्र ન૦ આગલો ભાગ)–જીભનું ટેરવું
त्रपा ( સ્ત્રી૦ )–લજ્જા, શરમ.
प्रजान्तक (प्रजान्तकः)(પું૦)( તત્પુ૦, प्रजा સ્ત્રી૦ + अन्तक પું૦ નાશ કરનાર )–પ્રજાનો નાશ કરનાર
मृग ( मृगः ) ( પું૦ )–હરણ.
यौवन ( यौवनम् ) ( ન૦ )–જુવાની.
रघुनन्दन ( रघुनन्दनः ) ( પુ૦ )(તત્પુ૦, रघु પું૦ રઘુ, રઘુ કુળમાં ઉત્પન્ન થયેલા, नन्दन પુ૦ આનન્દકારક, પુત્ર)–રઘુના વંશજોનો આનન્દદાયક, રામ.
रोग ( रोगः ) ( પુ૦ )–રોગ.
वदन ( वदनम् ) ( ન૦ )–મુખ.
वाम ( वामम् ) ( ન૦ )–ડાબી બાજુ.
वारि ( ન૦ )–પાણી.
विकसित ( विकसितम् ) ( ન૦ ) ( वि + कस् નો ભૂ૦ કૃ૦ )–ખીલવું તે, ખીલવણી.
[કાર, ઘરેણું
विभूषण ( विभूषणम् ) ( ન૦ )–અલ૰

1 ભૂતકૃદન્તનો त પ્રત્યય ભાવના અર્થમાં પણ લાગે છે; અર્થાત્, ભૂતકૃદન્ત ભાવવાચક નામ તરીકે પણ વપરાય છે.

समुद्र ( समुद्रः ) ( પું० )-દરીઓ.
सुवर्चला( સ્ત્રી० )-સૂર્યની સ્ત્રીનું નામ છે.
स्थान ( स्थानम् ) ( ન० )-ઠેકાણું; ઉચ્ચારનું ઠેકાણું
स्फोट ( स्फोटः ) (પું०)-વ્રણ, ફોલ્લો.
सिंह ( सिंहः ) ( પુ० )-સિંહ.
हलाहल ( हलाहलम् ) ( ન० )-વિષ, હળાહળ.

## વિશેષણ.

अनुरक्त ( अनु + रञ्जનો ભૂ૦ કૃ૦ )-પ્રેમાળ, પ્રેમથી બંધાયલું, આસક્ત.
अपर ( સર્વ० )-બીજું
अवलिप्त ( अव + लिप् નો ભૂ૦ કૃ૦ )-મગરૂબ, ગર્વિષ્ઠ.
अस्वादु ( નઞ્સ० )-સ્વાદવાળું નહિ એવું.
गुरु-મોટું.
दीन-ગરીબ.
पाण्डु-પીળું, ફીકું
प्रीत ( प्री નો ભૂ૦ કૃ૦ )-ખુશ થયલું
मञ्जु-મધુર, કાનને મીઠું લાગે એવું.
मृदु-કોમળ.
लघु-હલકું.
वल्गु-સુંદર, મનોહર.
विस्तारयितृ-વિસ્તાર કરાવનાર.
शुचि-પવિત્ર.
शोषयितृ-સુકવનાર.
सम-સરખું, તુલ્ય (એને ને એના અર્થના શબ્દોને યોગે તૃ૦ ને ૫૦ વિ૦ વપરાય છે ).
सुप्त ( स्वप् નો ભૂ૦ કૃ૦ )-સુતેલું
स्वादु-સ્વાદવાળું.
हित-ફાયદાકારક.
हीन ( हा 'તજવું' નો ભૂ૦ કૃ૦ )-તજાયલું, રહિત.

## ધાતુ.

आ+पद् ( आपद्यते ) ( ૪ ગ૦ આ० )-પ્રાપ્ત કરવું. [ આરંભવું.
आ+रभ् ( आरभते ) ( ૧ ગ૦ આ० )-
मुच् [ मुञ्च् ] ( मुञ्चति ) ( ૬ ગ૦ ૫૦ ) છોડવું, મૂકવું.
सिध् ( सिध्यति ) ( ૪ ગ૦ ૫૦ )-સફળ થવું.
सूच् ( सूचयति )-( ૧૦ ગ૦ ૫૦ )-સૂચવવું.

## અવ્યય

अथवा-અથવા, પક્ષાન્તર-અન્યપક્ષ કહે છે.
इव-જાણે, જેવો.
ज्ञात्वा ( ज्ञाનો અવ્યય૦ કૃ૦ )-જાણીને.
तु-પણ, વિરોધવાચક છે, ઉલટાપણું બતાવે છે.
नित्यम्-હમેશા.
निशम्य ( नि + शम् નો અવ્યય૦ કૃ૦ )-સાંભળીને.
पुरतः-આગળ.
हिंसितुम् ( हिंस् નો હેત્વ૦ કૃ૦ )-હિંસા કરવા માટે.

## પાઠ ૧૯ મો.

### નકારાન્ત શબ્દો.

अपि कुशली भवान्—શું કુશળ આપ ( આપ કુશળ છો )!

वाचः कर्म अ ( मो ) तिरिक्तम्—વાણીથી કર્મ અતિરિક્ત-અધિક છે.

केऽपि शशिनः कलङ्कः सारङ्ग इति शङ्कन्ते—કેટલાક ચંદ્રનો કલંક-ડાઘો સારંગ-હરણ છે એમ શંકા કરે છે.

आत्मा त्वं गिरिजापते—આત્મા તું હે ગિરિજાના-પાર્વતીના પતિ ( હે પાર્વતીપતે, તું આત્મા છે ).

आत्मा नदी संयमपुण्यतीर्था—આત્મા નદી ઇન્દ્રિયો પર કાબુ જેમાં પવિત્ર તીર્થ છે એવી (ઇન્દ્રિયજય જેમાં પવિત્ર તીર્થ છે એવી આત્મા નદી છે).

ऋटुरषाणां मूर्धा—ઋવર્ણ, ટવર્ગ, र, ને ष નું મૂર્ધા-શિર એ ઉચ્ચારસ્થાન છે.

तव वचनं मे मर्माणि निकृन्तति—તારૂં વચન મારાં મર્મસ્થાનને કાપી નાખે છે.

वसन्ति हि प्रेम्णि गुणा न वस्तुषु—વસે છે, ખરેખર, પ્રેમમાં ગુણો, નહિ વસ્તુઓમાં ( ગુણો, ખરેખર, પ્રેમમાં વસે છે, વસ્તુઓમાં નહિ ).

सत्यमतीत्य हरितो हरींश्च वर्तन्त एते वाजिनः—ખરેખર, ઓળંગીને સૂર્યના અશ્વોને ને ઇન્દ્રના અશ્વોને વર્તે છે આ અશ્વો—( ખરેખર, આ અશ્વો સૂર્યના ને ઇન્દ્રના અશ્વોથી ચડીઆતા થઈ ને રહેલા છે ).

यद्भावि तद् भवति नात्र विचारणीयम्—જે થવાનું છે તે થાય છે, એમા વિચાર કરવા જેવું નથી.

આ પાઠમા નકારાન્ત શબ્દોનાં રૂપોના દાખલા છે. રૂપો નીચે પ્રમાણે:—

| | राजन् પું० | | | नामन् ન० | | |
|---|---|---|---|---|---|---|
| | એ० વ० | દ્વિ० વ० | બ० વ० | એ० વ० | દ્વિ० વ० | બ० વ० |
| प्र० | राजा | राजानौ | राजानः | नाम | नाम्नी-नामनी | नामानि |
| द्वि० | राजानम् | ,, | राज्ञः | ,, | ,, | ,, |
| तृ० | राज्ञा | राजभ्याम् | राजभि: | नाम्ना | नामभ्याम् | नामभिः |
| च० | राज्ञे | ,, | राजभ्य | नाम्ने | ,, | नामभ्यः |
| पं० | राज्ञः | ,, | ,, | नाम्नः | ,, | ,, |
| ष० | ,, | राज्ञोः | राज्ञाम् | ,, | नाम्नो: | नाम्नाम् |
| स० | राज्ञि-राजनि | ,, | राजसु | नाम्नि-नामनि | ,, | नामसु |
| सं० | राजन् | राजानौ | राजान: | नाम-नामन् | नाम्नी-नामनी | नामानि |

| सीमन् स्त्री० | | | ब्रह्मन् पुं० | | |
|---|---|---|---|---|---|
| प्र० सीमा | सीमानौ | सीमानः | ब्रह्मा | ब्रह्माणौ | ब्रह्माणः |
| द्वि० सीमानम् | ,, | सीम्नः | ब्रह्माणम् | ,, | ब्रह्मणः |
| तृ० सीम्ना | सीमभ्याम् | सीमभिः | ब्रह्मणा | ब्रह्मभ्याम् | ब्रह्मभिः |
| च० सीम्ने | ,, | सीमभ्यः | ब्रह्मणे | ,, | ब्रह्मभ्यः |
| पं० सीम्नः | ,, | ,, | ब्रह्मणः | ,, | ,, |
| ष० ,, | सीम्नोः | सीम्नाम् | ,, | ब्रह्मणोः | ब्रह्मणाम् |
| स० सीम्नि-सीमनि | ,, | सीमसु | ब्रह्मणि | ,, | ब्रह्मसु |
| सं० सीमन् | सीमानौ | सीमानः | ब्रह्मन् | ब्रह्माणौ | ब्रह्माणः |

| यज्वन् पुं० | | | शर्मन् न० | | |
|---|---|---|---|---|---|
| प्र० यज्वा | यज्वानौ | यज्वानः | शर्म | शर्मणी | शर्माणि |
| द्वि० यज्वानम् | ,, | यज्वनः | ,, | ,, | ,, |
| तृ० यज्वना | यज्वभ्याम् | यज्वभिः | शर्मणा | शर्मभ्याम् | शर्मभिः |
| | वगेरे | | | वगेरे | |

मूर्धन् पुं०

| | | |
|---|---|---|
| द्वि० मूर्धानम् | मूर्धानौ | मूर्ध्नः |

| शशिन् पुं० | | | भाविन् न० | | |
|---|---|---|---|---|---|
| એ० व० | द्वि० व० | બ० व० | એ० व० | द्वि० व० | બ० व० |
| प्र० शशी | शशिनौ | शशिनः | भावि | भाविनी | भावीनि |
| द्वि० शशिनम् | ,, | ,, | ,, | ,, | ,, |
| तृ० शशिना | शशिभ्याम् | शशिभिः | भाविना | भाविभ्याम् | भाविभिः |
| च० शशिने | ,, | शशिभ्यः | भाविने | ,, | भाविभ्यः |
| पं० शशिनः | ,, | ,, | भाविनः | ,, | ,, |
| ष० ,, | शशिनोः | शशिनाम् | ,, | भाविनोः | भाविनाम् |
| स० शशिनि | ,, | शशिषु | भाविनि | ,, | भाविषु |
| सं० शशिन् | शशिनौ | शशिनः | भावि-भाविन् | भाविनी | भावीनि |

આ બધાં રૂપો સરખાવતાં માલમ પડશે કે પ્રત્યયોના ત્રણ વિભાગ થઈ શકે છે. તે નીચે પ્રમાણે:—

( अ ) પહેલા વિભાગમાં पुं० માં प्र० નાં ત્રણે વચનોના પ્રત્યયો તથા द्वि० ના એ० व० ને द्वि० व० ના પ્રત્યયો, અર્થાત્, પહેલા પાંચ પ્રત્યયો અને न० માં प्र० ને द्वि० નો બ० व० નો પ્રત્યય આવે છે. એ પ્રત્યયો સર્વનામસ્થાન કહેવાય છે.

જુઓ राजा, राजानौ, राजानः, राजानम्, राजानौ, અને नामानि એ બધાં રૂપો એક એકને મળતાં ને બીજાંથી કેવાં જુદાં છે.

૧. सर्वनामस्थान પર છતાં अन् જેને અન્તે હોય એવા શબ્દોનો ઉપાન્ત્ય अ દીર્ઘ થાય છે.

(ख) બીજા વિભાગમાં પું૦ મા દ્વિ૦ ના च० व० થી માંડીને સ્વરાદિ પ્રત્યયો ને न० માં प्र० ને द्वि० નો द्वि० व० નો પ્રત્યય આવે છે. એ પ્રત્યયો પર છતા પૂર્વનું અંગ भ અંગ કહેવાય છે.

राज्ञ०, ब्रह्मण, यज्वनः એ રૂપો સરખાવો राज्ञः એ રૂપમાં ઉપાન્ત્ય अ લોપાય છે. राजन् + अस्=राज् + न् + अस्=राज् + म + अस्=राज्ञ् + अस्=राज्ञः ब्रह्मन् ને यज्वन् માં अ લોપાતો નથી. આ ઉપરથી નીચેનો નિયમ નીકળે છે:—

૨. अन् ની પૂર્વે સંયુક્ત વ્યંજન હોય ને તે સંયુક્ત વ્યંજનનું બીજું વ્યજન म् કે व् હોય તો भ અંગના अन् નો अ લોપાતો નથી. એમ ન હોય તો अ લોપાય છે ને स० ના એ૦ વ૦ મા ને न० प्र० ને द्वि० ના द्वि० व० મા વિકલ્પે લોપાય છે.

(क) ત્રીજા વિભાગમા પું૦ માં तृ० ના દ્વિ૦ વ૦ થી માડીને વ્યંજનાદિ પ્રત્યયો ને न० માં प्र० ને द्वि० ના એ૦ વ૦ નો પ્રત્યય આવે છે. એ પ્રત્યયો પૂર્વનું અંગ पद કહેવાય છે.

राजभ्याम्, राजसु, यज्वभ्याम्, यज्वसु, नाम, भावि, વગેરે રૂપો તપાસતાં માલમ પડશે કે पद અંગનો न् લોપાય છે.

૩. इन् અન્તે હોય એવા શબ્દોનાં પું૦ રૂપોમાં प्र० એ૦ વ૦ મા न् લોપાઈ પૂર્વ સ્વર દીર્ઘ થાય છે ને पद અગનો न् લોપાય છે.

૪. राजपुत्रः, राजपुरुषः, मूर्धस्थानम् વગેરે સમાસ તપાસવાથી જણાશે કે નકારાન્ત શબ્દ સમાસમાં પૂર્વપદ હોય તો નકાર લોપાય છે.

૫ राजन् નું स्त्री० राज्ञी, भाविन् નું भाविनी છે. એથી જણાશે કે स्त्री० ई પ્રત્યય લગાડવાથી થાય છે. એ ई પ્રત્યય પૂર્વનું અંગ भ અંગ છે.

---

रामोऽस्मि सर्वं सहे ।
कुमार तातस्त्वामाह्वयति ।
आर्ये कथयामि ते भूतार्थम् ।
आयुष्मान् भव । सर्वथा चक्रवर्तिनं पुत्रं प्रतिपद्यस्व ।
इन्द्रशर्मा नाम ब्राह्मणोऽस्माकं सहाध्यायि मित्रम् ।
पक्षपातिनो यूयमनयोः ।
विषयिणः कस्यापदोऽस्तं गताः ।
अज्ञेभ्यो ग्रन्थिनः श्रेष्ठा ग्रन्थिभ्यो धारिणो वराः ।
नैसर्गिकी सुरभिणः कुसुमस्य सिद्धा
मूर्ध्नि स्थितिर्न चरणैरवताडनानि ।

---

૧ જે શબ્દભાગને પ્રત્યય લગાડાય છે તે તે પ્રત્યય પર છતા અંગ કહેવાય છે.

किमिव हि मधुराणां मण्डनं नाकृतीनाम् ।
स्वामी ते मेऽपि स हरिः पातु वामपि नौ विभुः ।
अशुचि यदि मा नु मन्यसे किमिदं मूर्ध्नि कपालदाम ते ।
शर्मेति ब्राह्मणस्योक्तं वर्मेति क्षत्रजन्मनः ।
गुप्तदासात्मकं नाम प्रशस्तं वैश्यशूद्रयोः ॥
सूतो वा सूतपुत्रो वा यो वा को वा भवाम्यहम् ।
दैवायत्तं कुले जन्म मदायत्तं तु पौरुषम् ॥
कोऽतिभारः समर्थानां किं दूरं व्यवसायिनाम् ।
को विदेशः सविद्यानां कः परः प्रियवादिनाम् ॥
माता यस्य गृहे नास्ति भार्या चाप्रियवादिनी ।
अरण्यं तेन गन्तव्यं यथारण्यं तथा गृहम् ॥

શું આ પ્રસ્રવણ પર્વત છે? શું આ દંડકારણ્ય છે?
હિમાલયના શિખરો પર સિદ્ધો વસે છે.
તમારે હમેશ સત્ય બોલવું, સત્યથી કદી ચલિત ન થવું.
જો લોકો ધર્મ નહિ આચરે તો તેઓ દુઃખી થશે.
તે બહુ દુઃખી થયો.

### નામ.

अतिभार (अतिभारः) (પુ૰)–અતિશય ભાર.
अर्थ (अर्थः) (પું૰)–બાબત, વાત.
अवताडन (अवताडनम्) (ન૰)–મારવું તે, તાડન કરવું તે.
आकृति (સ્ત્રી૰)–આકાર, સ્વરૂપ.
आत्मन् (પું૰)–આત્મા.
इन्द्रशर्मन् (પું૰) (બહુ૰, इन्द्र પું૰ ઇન્દ્ર, शर्मन् ન૰ કલ્યાણ, બ્રાહ્મણના નામને અન્તે મુકાતો શબ્દ) ઇન્દ્ર છે શર્મ જેનું એવો.
कपालदामन् (ન૰) (તત્પુ૰, कपाल પું૰ ખોપરી, दामन् ન૰ માળા)–ખોપરીની માળા.
कर्मन् (ન૰)–કર્મ.
कलङ्क (कलङ्कः) (પું૰)–કલંક, ડાઘો.
कुसुम (कुसुमम्) (ન૰)–ફૂલ.
क्षत्रजन्मन् (પું૰) (બહુ૰, क्षत्र પું૰ ક્ષત્રિય, जन्मन् ન૰ જન્મ)–ક્ષત્ર જન્મ જેનો, ક્ષત્રિયથી જન્મેલો.
गिरिजा (સ્ત્રી૰)–પાર્વતી.
चरण (चरणः) (પું૰)–પગ.
जन्मन् (ન૰)–જન્મ.
तात (तातः) (પુ૰)–પિતા.
दैव (दैवम्) (ન૰)–નસીબ.
नामन् (ન૰)–નામ.
पति (પું૰)–ધણી.
पौरुष (पौरुषम्) (ન૰)–જોર.
प्रेमन् (પું૰)–પ્રેમ.
ब्रह्मन् (પું૰)–બ્રહ્મા; (ન૰) બ્રહ્મ, પરમાત્મા.
भार्या (સ્ત્રી૰)–સ્ત્રી.

---

૧ કર્ણ અશ્વત્થામાને કહે છે. यो वा को वा=ગમે તે કોઈ.

मण्डन ( मण्डनम् ) ( न० )-भूषण, अलंकार.
मर्मन् ( न० )-मर्मस्थान.
मूर्धन् ( पुं० )-माथुं.
यज्वन् ( पुं० )-यज्ञ करनार.
राजन् ( पुं० )-राजा.
वर्मन् ( न० )-कवच, क्षत्रियोनां नामने अन्ते ए शब्द आवे छे.
वस्तु ( न० )-वस्तु.
वाजिन् ( पुं० )-अश्व
विदेश ( विदेशः ) ( पुं० )-परदेश.
वैश्य ( वैश्यः ) ( पु० )-वैश्य.
शर्मन् ( न० )-ब्राह्मणना नामने अन्ते मुकाय छे.
शशिन् ( पुं० )-चन्द्र.
शूद्र ( शूद्रः ) ( पुं० )-शूद्र. [निग्रह
संयम ( संयमः ) ( पुं० )-इन्द्रियोनो
सारङ्ग ( सारङ्गः ) ( पुं० )-हरण.
सीमन् ( स्त्री० )-सीमा, मर्यादा.
सूत ( सूतः ) ( पु० )-सारथि.
स्थिति ( स्त्री० ) हालत.
स्वामिन् ( पुं० )-स्वामी.
हरि ( पुं० ) इन्द्रनो अश्व; २ विष्णु
हरित् ( पु० ) सूर्यनो अश्व.

विशे०

अज्ञ-अज्ञान.
अतिरिक्त ( अति + रिच् नो भू० कृ० )-अधिक.
अप्रियवादिनी (स्त्री०)-प्रिय न वदे एवी.
अशुचि-अपवित्र.
आयत्त-अधीन.
आयुष्मत्-आयुष्यवाळुं, लांबा आवरदा वाळुं.
कुशलिन्-कुशल. [एवुं
ग्रन्थिन्-पुस्तकपाठी, चोपडीउं ज्ञान होय
गुप्तदासात्मक (गुप्त,गुप् नो भू०कृ०,रक्षण करायलुं, दास पु० सेवक, आत्मन् पु०स्वरूप,क प्रत्यय )-गुप्त अने दास ए बे शब्दो जेनुं स्वरूप छे एवुं.
चक्रवर्तिन्-चक्रवर्ती राजा, सार्वभौम राजा.
दुरात्मन् ( बहु० )-दुष्ट छे आत्मा जेनो एवुं, दुष्ट आत्मावाळुं.
दूर-आघुं.
धारिन्-स्मरणशक्तिमां संग्रही राखे एवुं.
नैसर्गिकी ( नैसर्गिक नुं स्त्री० )-स्वाभाविक.
पक्षपातिन्-पक्षपात करनार.
पर ( सर्व० )-पारकुं, बीजुं; २ मोटुं.
पुण्य-पवित्र.
प्रशस्त ( प्र + शंस् नो भू० कृ० )-वखाणवा लायक.
प्रियवादिन्-प्रिय वदनार.
भाविन्-जे बनवानुं छे ते.
भूत-साचुं, सत्य.
मधुर-मीठुं.
वर-श्रेष्ठ.
विचारणीय-विचारवा युक्त
विभु-सर्वव्यापक.
विषयिन्-विषय सेवनार.
व्यवसायिन्-व्यवसाय-उद्योग करनार.
समर्थ-शक्तिमान.
सविद्य ( बहु०, स-सह साथे, विद्या स्त्री० )-विद्यावाळुं, विद्वान.
सहाध्यायिन्-साथे अध्ययन करनार.
सिद्धा ( सिद्ध, सिध् नो भू० कृ०, तेनुं स्त्री० )-सिद्ध थयलुं, निश्चित थयलुं
सुरभि-सुगंधिदार.

### ધાતુ.

आ+ह्वे (आह्वयति) (૧ ગ૦ ૫૦)-બોલાવવું.

नि+कृत् [कृन्त्] (निकृन्तति) (૬ ગ૦ ૫૦)-કાપી નાખવું.

पा (पाति) (૨ ગ૦ ૫૦)-રક્ષણ કરવું

शङ्क् (शङ्कते) (૧ ગ૦ આ૦)-શંકા રાખવી

### અવ્ય૦

अतीत्य (अति+इનો અવ્ય૦ ભૂ૦ કૃ૦)-ઓળંગીને, ચઢીઆતા થઈને

इव-ખરેખર (સંભાવનાવાચક)

तथा-તેવું

नु-સંભાવનાવાચક છે.

यथा-જેવું

यदि-જો

सत्यम्-નક્કી

सर्वथा-સર્વ પ્રકારે.

---

## પાઠ ૨૦ મો.

### कर्मणि ને भावे રૂપો.

देवदत्तः पुस्तकं लिखति—દેવદત્ત પુસ્તક લખે છે.

देवदत्तेन पुस्तकं लिख्यते—દેવદત્ત વડે પુસ્તક લખાય છે.

भद्रे गच्छाम्यधुना—હે કલ્યાણિનિ, જાઉં છું હવે (હવે હું જાઉં છું).

भद्रे गम्यतेऽधुना मया—હે કલ્યાણિનિ, જવાય છે હવે મારાથી (હવે મારાથી જવાય છે-હું જાઉં છું).

वत्स इहागच्छासने उ (न उ) पविश—ભાઈ, અહિં આવ, આસન પર બેસ.

वत्स इह आ (हा) गम्यताम् आ (मा) सने उ (न उ) पविश्यतां त्वया—ભાઈ, અહિં અવાય આસન પર બેસાય તારાથી (અહિં આવ, આસન પર બેસ).

नृपाः पण्डितैः सह भाषन्ते—રાજાઓ પંડિતો સાથે ભાષણ કરે છે.

नृपैः पण्डितैः सह भाष्यते—રાજાઓ વડે પંડિતો સાથે ભાષણ કરાય છે.

बुधास्तत्त्वमबोधन्त—ડાહ્યા માણસોએ તત્ત્વ જાણ્યું.

बुधैस्तत्त्वमबुध्यत—ડાહ્યા માણસો વડે તત્ત્વ જણાયુ.

सज्जना न कदाप्यसत्यं वदन्ति—સજ્જનો કદાપિ અસત્ય બોલતા નથી.

सज्जनैर्न कदाप्यसत्यमुद्यते—સજ્જનો વડે કદાપિ અસત્ય બોલાતું નથી.

तूष्णीं तिष्ठतु भवान्—શાન્ત બેસો આપ (આપ શાન્ત બેસો).

तूष्णीं स्थीयतां भवता—શાન્ત બેસાય આપ વડે (આપ શાન્ત બેસો).

वनदेवता नृपाणां कीर्तिं गायन्ति—વનદેવતા રાજાઓની કીર્તિ ગાય છે.

वनदेवताभिर्नृपाणां कीर्तिर्गीयते—વનદેવતાઓ વડે રાજાઓની કીર્તિ ગવાય છે.

विजयतां भवान्—આપ વિજય પામો.

विजीयतां भवता—વિજય પમાય આપ વડે ( આપ વડે વિજય પમાય ).

राज्ञां यशः स्तूयताम्—રાજાઓનો યશ સ્તવન કરાય.

यद्भवता इ ( ते ) प्यते तत्सर्वं क्रियते मया—જે આપ વડે ઇચ્છાય છે તે સર્વ કરાય છે મારાથી ( મારાથી કરાય છે ).

આ પાઠમાં कर्मणि ને भावे રૂપોના દાખલા છે અત્યાર લગણ कर्तरि રૂપો હતાં. कर्तरि રૂપોમાં કર્તાનો અર્થ ક્રિયાપદમાં સમાયલો છે, તેથી કર્તાની વિભક્તિ જે ત્રીજી તે વપરાતી નથી. આ કારણથી देवदत्तः पुस्तकं लिखति માં लिखति નો देवदत्तः કર્તા છે તોપણ તે ત્રીજી વિભક્તિમાં વપરાતો નથી. ક્રિયાપદજ કર્તાનો અર્થ કહે છે એટલે તે કહેવા ત્રીજી વિભક્તિ વાપરવાની જરૂર નથી. તે વાપરવાથી પુનરુક્તિ થાય કર્મનો અર્થ ક્રિયાપદ કહેતું નથી, માટે કર્મ અનભિહિત-ક્રિયાપદથી ન કહેવાયલું-હોવાથી બીજી વિભક્તિમાં વપરાય છે. कर्तरि રચનામાં આમ સમજવાનું છે.

એથી ઉલટું कर्मणि રચનામાં કર્મ ઉક્ત હોવાથી કર્તા ત્રીજી વિભક્તિમા ને કર્મ પહેલી વિભક્તિમા આવે છે. આથી देवदत्तेन पुस्तकं लिख्यते એ कर्मणि રચનામાં देवदत्त જે કર્તા છે તે તૃતીયા વિભક્તિમાં મુકાઈ देवदत्तेन રૂપ મુકાય છે, पुस्तकम् અહિં પ્રથમામા છે. लिख्यते એ कर्मणि રૂપ છે.

સકર્મક ક્રિયાપદની कर्मणि રચના થાય છે; કેમકે તેને કર્મ હોય છે. અકર્મક ક્રિયાપદને કર્મ ન હોવાથી તેની भावे રચના થાય છે. गृहे तिष्ठामि એ कर्तरि રચના છે. એની भावे રચના गृहे स्थीयते मया થાય છે. भावे રચનામાં ક્રિયાનામાં भाव નો-ક્રિયાની સ્થિતિનો—અર્થ સમાયલો છે. भावे રચના બહુધા ત્રીજા પુરુષના એક વચનમાંજ વપરાય છે.

૧. कर्मणि ને भावे રૂપો ધાતુને य લગાડી આત્મનેપદ પ્રત્યયો લગાડવાથી થાય છે. એ રચનામાં ગણચિહ્ન લગાડાતું નથી.

કર્મણિ રૂપો.

नी

| | વર્તમાનકાળ. | | | ભૂતકાળ. | | |
|---|---|---|---|---|---|---|
| | એ૦ વ૦ | દ્વિ૦ વ૦ | બ૦ વ૦ | એ૦ વ૦ | દ્વિ૦ વ૦ | બ૦ વ૦ |
| प्र० | नीये | नीयावहे | नीयामहे | अनीये | अनीयावहि | अनीयामहि |
| द्वि० | नीयसे | नीयेथे | नीयध्वे | अनीयथाः | अनीयेथाम् | अनीयध्वम् |
| तृ० | नीयते | नीयेते | नीयन्ते | अनीयत | अनीयेताम् | अनीयन्त |

| | આજ્ઞાર્થ. | | | વિધ્યર્થ. | |
|---|---|---|---|---|---|
| प्र० नीये | नीयावहै | नीयामहै | नीयेय | नीयेवहि | नीयेमहि |
| द्वि० नीयस्व | नीयेथाम् | नीयध्वम् | नीयेथाः | नीयेयाथाम् | नीयेध्वम् |
| तृ० नीयताम् | नीयेताम् | नीयन्ताम् | नीयेत | नीयेयाताम् | नीयेरन् |

| | जि વર્ત૦ | | | स्तु આજ્ઞા૦ | |
|---|---|---|---|---|---|
| तृ० जीयते | जीयेते | जीयन्ते | स्तूयतां | स्तूयेताम् | स्तूयन्ताम् |

૨. इકારાન્ત ને उકારાન્તનો સ્વર દીર્ઘ થાય છે; जीयते, स्तूयते.

स्थीयते, दीयते, गीयते, सीयते—નિયમો:—

૩. કેટલાક આકારાન્ત ધાતુના आनो ई થાય છે; જેમકે स्था, दा, धा, मा, गै पा પીવું, हा તજવું, ને सो.

૪. ए, ऐ, ओ, ને औ જે ધાતુને અન્તે હોય તે ધાતુઓ આકારાન્ત જેવા સમજવા.

क्रियते, ह्रियते—નિયમ:—

૫ ऋકારાન્ત ધાતુના ऋનો रि થાય છે.

यज्-इज्यते; वच्-उच्यते; वद्-उद्यते, ग्रह्-गृह्यते; ह्वे-हु થઈ हूयते (व् નું उ થઈ પછીનો સ્વર લોપાય છે. ह्वे=ह्व ङ ए=हु=हू).

૬. કેટલાક ધાતુમાં य्, व्, र्, ને ल् ના અનુક્રમે इ, उ, ऋ, ને लृ થાય છે. આવો ફેરફાર संप्रसारण કહેવાય છે.

૭. કેટલાક ધાતુમાં અનુનાસિક લોપાય છે. शंस्-शस्यते; પણ वन्द् वन्द्यते.

चोर्यते, ताड्यते—નિયમ:—

૮. ૧૦ ગ૦ ના૦ ધાતુનાં कर्मणि કે भावे રૂપોમાં ગુણવૃદ્ધિનો कर्तरि રૂપોમાં જેવો ફેરફાર થાય છે તેવો રહે છે.

૯. अय પ્રત્યય લગાડવાથી ધાતુ પરથી પ્રેરક અંગ થાય છે. એ अय પ્રત્યય પર છતાં ૧૦ ગ૦ ના જેવાજ ફેરફાર ધાતુમાં થાય છે. પ્રેરક અંગ પરથી બધા કાળ ને અર્થ થાય છે. कृ (કરવું)-कारयति તે કરાવે છે. કર્મણિ કે ભાવે રૂપો પણ ૧૦ ગ૦ ના જેવાંજ થાય છે. कार्यते—કરવાય છે.

---

ईश्वरेण भूयते ।

शिवः स्तूयतां शिवाय।

भो नृपते किमिति जोषमास्यते ।

तेन राज्ञा क्रतुरश्वमेध आरभ्यत ।

पदं हि सर्वत्र गुणैर्निधीयते ।

त्यज्यतां शोकानुबन्धः ।

कुमार तथा प्रयतेथा यथा नोपालभ्यसे मित्रैर्नाक्षिप्यसे विपर्यैर्न विकृष्यसे रागेण नापह्रियसे सुखेन ।

मूर्खैरयं मणिस्त्रपुणि प्रतिबध्यते।
वत्स लव संह्रियन्तामस्त्राणि ।
सेनापतिराहूयते राज्ञा ।
न रत्नमन्विष्यति मृग्यते हि तत्।
म्रियते यावदेकोऽपि रिपुस्तावत् कुतः सुखम्।
सा बाला परवतीति मे विदितम्।
आयुष्मान् भव सौम्येति वाच्यो विप्रोऽभिवादने।
मरणं प्रकृतिः शरीरिणां विकृतिर्जीवितमुच्यते बुधैः।
स पृष्टस्तेन कस्त्वं भो हेतुश्चागमनेऽत्र कः।
सशोक इव कस्मात् त्वं दुर्मना इव लक्ष्यसे ॥

---

किं पुष्पैः किं फलैस्तस्य करीरस्य दुरात्मनः।
येन वृद्धिं समासाद्य न कृतः पत्रसंग्रहः ॥
प्रत्यहं क्षयमायाति प्रत्यहं जायते पुनः।
अद्यापि हतरूपाया नान्तोऽस्या दग्धसंसृतेः ॥
कामं क्रोधं मोहं लोभं त्यक्त्वात्मानं भावय कोऽहम्।
आत्मज्ञानविहीना मूढास्ते पच्यन्ते नरकनिगूढाः ॥

તે રાજા પ્રજામાં વખણાય છે.
જુઓ, પેલા વેલાઓ વડે વૃક્ષો વિંટલાયલાં છે.
દુઃખથી અમે દરરોજ બળીએ છીએ.
પુત્રો વડે માતા અને પિતા સેવાવાં જોઈએ.
મૂર્ખ, ચૂપ રહે.

### નામ.

अभिवादन ( अभिवादनम् ) ( ન૦ )–નમવું તે, નમન.
अस्त्र ( अस्त्रम् ) ( ન૦ )–ફેંકવાનું હથિયાર.
अश्वमेध ( अश्वमेधः ) ( પું૦ )–અશ્વમેધ યજ્ઞ.
आगमन ( आगमनम् ) (ન૦)–આવવું તે.
करीर ( करीरः ) ( પું૦ )–પત્ર વિનાનો કાંટાવાળો છોડ.
काम ( कामः ) ( પું૦ )–મનોરથ.
क्रतु ( પું૦ )–યજ્ઞ.
क्षय ( क्षयः ) ( પું૦ )–નાશ.
जीवित ( जीवितम् ) ( ન૦ )–જિંદગી.
त्रपु ( ન૦ )–કલાઈ.
प्रकृति ( स्त्री० )–સ્વાભાવિક સ્થિતિ.
मरण ( मरणम् ) ( ન૦ )–મરણ.
मोह ( मोहः ) ( પું૦ )–મોહ.
रत्न ( रत्नम् ) ( ન૦ )–રત્ન.
राग ( रागः ) ( પું૦ )–વિષય પ્રતિ અનુરાગ–પ્રીતિ.
रिपु ( પું૦ )–દુશ્મન.
लव ( लवः ) ( પું૦ )–રામનો પુત્ર

वनदेवता ( સ્ત્રી૦ ) ( तत्पु०, वन ન૦ + देवता સ્ત્રી૦ )-વનની દેવતા.
विकृति ( સ્ત્રી૦ )-વિકાર, સ્વાભાવિક સ્થિતિમાં થયેલો બગાડ.
विप्र ( विप्रः ) ( પું૦ )-બ્રાહ્મણ.
विषय ( विषयः ) ( પું૦ )-ઇન્દ્રિયોના પદાર્થો-રૂપ, રસ, ગન્ધ, શબ્દ, અને સ્પર્શ.
वृद्धि ( સ્ત્રી૦ )-વધારો.
शोकानुबन्ध ( शोकानुबन्धः ) ( પું૦ ) तत्पु०, शोक પું૦ શોક + अनुबन्ध પું૦ જારી રહેવું તે )-શોકનું જારી રહેવું તે.
संसृति ( સ્ત્રી૦ )-સંસાર. [જથો.
संग्रह ( संग्रहः ) ( પું૦ )-એકઠું કરવું તે,
सज्जन ( પું૦, सत् વિ૦ સારૂં )-સાધુ પુરૂષ.
सेनापति ( પું૦ )-લશ્કરનો ઉપરી.

## વિશે૦

एक ( સર્વ૦ )-એક.
दग्ध ( दह् નો ભૂ૦ કૃ૦ )-નિન્ધ
दुर्मनस ( दुस् ઉપ૦ દુષ્ટ, વિકારયુક્ત + मनस् ન૦ મન )-દુષ્ટ-વિકારયુક્ત છે મન જેનું, શોકાતુર.
नरकनिमग्न (नरक પું૦,ન૦ નરક+निमग्न-नि+मस्ज् ( ગેહદતિ તે ) નો ભૂ૦ કૃ૦ સંતાયલું )-નરકમાં નિમગ્ન થયલું
परवती ( परवत् નું સ્ત્રી૦ )-પરાધીન.
पृष्ट ( प्रच्छ् [ पृच्छ् ] નો ભૂ૦ કૃ૦ )-પુછાયલું.
मूढ ( मुह् નો ભૂ૦ કૃ૦ )-મૂર્ખ.
वाच्य-કહેવા યોગ્ય.
विदित ( विद् નો ભૂ૦ કૃ૦ )-જાણેલું.
विहीन ( वि + हा તજવું નો ભૂ૦ કૃ૦ )-રહિત.
शरीरिन्-દેહી, શરીરવાળું, મનુષ્ય.
सशोक ( बहु० )-શોકયુક્ત.
सौम्य-ધીમું, શીળું.
हतरूपा ( बहु० સ્ત્રી૦, हत हन् નો ભૂ૦ કૃ૦, रूप ન૦ રૂપ )-નિન્ધ છે સ્વરૂપ જેનું, નિન્ધ સ્વરૂપવાળું.

## ધાતુ.

अनु + इष् ( अन्विष्यति ) ( ૪ ગ૦ પ૦ )-શોધવું.
अप + हृ ( अपहरति ) ( ૧ ગ૦ પ૦ )-હરવું, હરી જવું.
आ+क्षिप् ( आक्षिपति ) ( ૬ ગ૦ પ૦ )-લોભવું, વશ કરવું. [જવું, પામવું.
आ + या ( आयाति ) ( ૨ ગ૦ પ૦ )-
आस् ( कर्म० आस्यते )-બેસવું.
उप + आ + लभ् ( उपालभते ) ( ૧ ગ૦ આ૦ )-ઠપકો દેવો.
कृ ( कर्म० क्रियते )-કરવું.
गै ( गायति ) ( ૧ ગ૦ પ૦ )-ગાવું.
जन् ( जायते ) ( ૪ ગ૦ આ૦ )-ઉત્પન્ન થવું.
मृ ( म्रियते ) ( ૬ ગ૦ આ૦ )-જીવવું.
नि + धा ( कर्म० निधीयते )-મૂકવું.
पच् ( पचति-ते ) ( ૧ ગ૦ ઉ૦ )-રાંધવું.
परि+वृ ( कर्म० परिव्रियते )-ઘેરવું.
प्रति + बन्ध् ( कर्म० प्रतिबध्यते )-બાંધવું, જકડવું.
प्र + यत् ( प्रयतते ) ( ૧ ગ૦ આ૦ )-પ્રયત્ન કરવો.
भावय ( भू નું પ્રેરક અંગ )-વિચારવું.
मृग ( मृग्यति मृगयते ) ( ૪ ગ૦ પ૦, ૧૦ ગ૦ આ૦ )-શોધવું.

૧ गुह् ૧ ગ. ઉ. ના उ નો સ્વરાદિ ગુણ કરનારા પ્રત્યયો પર છતાં ऊ થાય છે.

लक्ष् ( लक्षयति ) (૧૦ ગ૦ ૫૦)-જોવું.
वच् ( कर्म० उच्यते )-બોલવું.
वि + कृष् ( विकर्षति ) ( ૧ ગ૦ ૫૦)-આકર્ષણ કરવું, ખેંચવું.
वि[1] + जि ( विजयते ) (૧ ગ૦ આ૦)-વિજય મેળવવો, વૃદ્ધિ થવી; ઉત્કૃષ્ટ થવું.
सम् + हृ ( संहरति ) ( ૧ ગ૦ ૫૦ )-ખેંચી લેવું.
स्तु ( कर्म० स्तूयते )-વખાણવું.

અવ્ય૦

किमिति-શા માટે.
जोषम्-ચૂપ, બોલ્યા વગર.
तूष्णीम्-ચૂપ, બોલ્યા વગર.
प्रत्यहम्[2] ( અવ્ય૦, प्रति + अहन् ન૦ દિવસ )-પ્રતિદિવસ, દરરોજ.
समासाद्य ( सम् + आ + सद् ના પ્રેરક અંગનો અવ્ય૦ ભૂ૦ કૃ૦ )-પ્રાપ્ત કરીને.

---

## પાઠ ૨૧ મો.

### વર્તમાનકૃદન્ત.

हरिं पश्यन् मुच्यते—હરિને જોતો તે મુક્ત થાય છે.

अवसरं प्रतीक्षमाणो वर्तते—અવસરની વાટ જોતો તે રહે છે ( વાટ જુએ છે ).

गच्छता कालेन यौवनं प्राप्तः सः—જતે કાળે યૌવન પ્રાપ્ત કર્યું તેણે ( તેણે યૌવન પ્રાપ્ત કર્યું ).

नन्दाः पशव इव हताः पश्यतो राक्षसस्य—નન્દો પશુ પેઠે હણાયા જોતાના રાક્ષસના ( રાક્ષસના જોતાં છતાં નન્દો પશુ પેઠે હણાયા ).

दिनेषु गच्छत्सु सा कान्तिमपुष्यत्—દિવસો જતે છતે તેણે કાન્તિ પોષી.

पत्तने विद्यमाने ग्रामे रत्नपरीक्षा—શહેર વિદ્યમાન છતે ગામમાં રત્નની પરીક્ષા!

एषा देवी सखीभ्यां पर्युपास्यमाना तिष्ठति—આ દેવી બે સખીઓ વડે સેવાતી બેઠી છે.

अभ्युदयमिच्छद्भिरुद्यमः सर्वथा सेव्यः—અભ્યુદય ઇચ્છનારાઓએ ઉદ્યમ સર્વે પ્રકારે સેવવો.

चिन्तयन्त्यपि खलु नास्य कारणमवगच्छामि—વિચાર કરતી પણ ખરે નથી એનું કારણ જાણું છું ( ખરે એનું કારણ જાણતી નથી ).

આ પાઠમાં વર્તમાનકૃદન્તનાં રૂપોના દાખલા છે. પરસ્મૈપદી ધાતુને ગણકાર્ય કરી જે અંગ થાય તે અંગ અકારાન્ત હોય તો તેને त् પ્રત્યય લગાડવાથી ને અ-

---

[1] वि ને परा ઉપસર્ગપૂર્વક जि ધાતુ આત્મનેપદી છે. [2] प्रत्यह પણ થાય છે.

કારાન્ત ન હોય તો વર્તં૰ ૩પુ૰ બ૰ વ૰ માં અંગનું જે સ્વરૂપ થયું હોય તેને अत् પ્રત્યય લગાડવાથી वर्तमानकृदन्त થાય છે.

૧ ગ૰ भू + अ ( ગણકાર્ય )=भो + अ=भव=भवत्; ૪ ગ૰ पुप् + य=पुप्य + त्=पुप्यत्; ૬ ગ૰ विश् + अ=विश + त्=विशत्; ૧૦ ગ૰ चुर् + अय=चोर् + अय=चोरय + त्=चोरयत्; ૨ ગ૰ अस्-स् + अत्=सत्; ૨ ગ૰ या-या + अत्=यात्.

આત્મનેપદી ધાતુને ગણકાર્ય કરી જે અંગ થાય તે અંગ અકારાન્ત હોય તો તેને मान પ્રત્યય લગાડવાથી ને અકારાન્ત ન હોય તો વર્તં૰ ૩ પુ૰ બ૰ વ૰ માં અંગનું જે સ્વરૂપ થયું હોય તેને आन પ્રત્યય લગાડવાથી वर्तमानकृदन्त થાય છે.

૧ ગ૰ वृत् + अ=वर्त् + अ=वर्त + मान=वर्तमान. ( वर्तमान શબ્દ વર્ત૰ કૃ૰
૧ ગ૰ सेव् + अ=सेव + मान=सेवमान. છે ને वृत् જેવા આત્મ૰
૪ ગ૰ भिद् + य=भिद्य + मान=भिद्यमान. ધાતુ પરથી વર્ત૰ કૃ૰ શી
૬ ગ૰ मृ० + अ=म्रिय् + अ=म्रिय + मान=म्रियमाण. રીતે બને છે તે સૂચવે છે).
૧૦ ગ૰ आमन्त्र् + अय=आमन्त्रय + मान=आमन्त्रयमाण.

કર્મણિ કે ભાવે અંગને मान પ્રત્યય લગાડવાથી कर्मणि કે भावे वर्तमानकृदन्त થાય છે.

| | |
|---|---|
| भू—भूयमान. | चुर्—चोर्यमाण. |
| कृ—क्रियमाण. | तड्—ताड्यमान. |
| पुप्—पुप्यमाण. | कृ પ્રેરક—कार्यमाण. |

**गच्छत् પું૰**

| | એ૰ વ૰ | દ્વિ૰ વ૰ | બ૰ વ૰ |
|---|---|---|---|
| प्र૰ | गच्छन् | गच्छन्तौ | गच्छन्तः |
| द्वि૰ | गच्छन्तम् | ,, | गच्छतः |
| तृ૰ | गच्छता | गच्छद्भ्याम् | गच्छद्भिः |
| च૰ | गच्छते | ,, | गच्छद्भ्यः |
| पं૰ | गच्छतः | ,, | ,, |
| ष૰ | ,, | गच्छतो | गच्छताम् |
| स૰ | गच्छति | ,, | गच्छत्सु |
| सं૰ | गच्छन् | गच्छन्तौ | गच्छन्तः |

**गच्छत् ન૰**

| એ૰ વ૰ | દ્વિ૰ વ૰ | બ૰ વ૰ |
|---|---|---|
| गच्छत् | गच्छन्ती | गच्छन्ति |
| ,, | ,, | ,, |

બાકીનાં પુંલિંગ જેવાં.
સં૰ નાં રૂપ प्र૰ જેવાં.

આ રૂપો भगवत् જેવા वत् અન્તે હોય એવા શબ્દનાં રૂપો જેવાંજ છે. માત્ર પું૰ प्र૰ એ૰ વ૰ માં ફેર છે તે ધ્યાનમાં રાખવું.

વર્ત૰ કૃ૰ નું સ્ત્રી૰ નું અંગ ई પ્રત્યય લગાડવાથી થાય છે. ૧ ગ૰, ૪ ગ૰, ને ૧૦ ગ૰, તેમજ પ્રેરક અંગના સ્ત્રી૰ માં ई પૂર્વે न् આગમ નિત્ય ઉમેરાય છે; ને ૬ ગ૰ ને આકારાન્ત ૨ ગ૰ માં તે વિકલ્પે ઉમેરાય છે.

न૰ प्र૰, द्वि૰, ને सं૰ નું द्वि૰ व૰ નું રૂપ સ્ત્રી૰ ના અંગ જેવું થાય છે.

| | |
|---|---|
| ૧ ગ૦ गच्छत्-स्त्री० गच्छन्ती. | प्रेरक भावयत्-स्त्री० भावयन्ती. |
| ૪ ગ૦ कुप्यत्-स्त्री० कुप्यन्ती. | ૬ ગ૦ क्षिपत्-स्त्री० क्षिपती-न्ती. |
| ૧૦ ગ૦ क्षालयत्-स्त्री० क्षालयन्ती. | ૨ ગ૦ स्नात्-स्त्री० स्नाती-न्ती. |

| | | | |
|---|---|---|---|
| इच्छत् न० | प्र० इच्छत् | इच्छती-न्ती | इच्छन्ति |
| यात् न० | प्र० यात् | याती-न्ती | यान्ति |

આત્મનેપદ वर्त० कृ० નું स्त्री० આ પ્રત્યય લગાડવાથી થાય છે. वर्तमान નું स्त्री० वर्तमाना.

नन्दाः पशव इव हताः **पश्यतो राक्षसस्य**—આ અનાદરષષ્ઠી કે સતઃ ષષ્ઠી કહેવાય છે. રાક્ષસના જોતાં-રાક્ષસ જોતો હતો છતાં-રાક્ષસના જોવાને ગણકાર્યાં વિના એમ અનાદરનો અર્થ છે, માટે અનાદરષષ્ઠી કહેવાય છે. सत् (अस् ૨ ગ૦ ના वर्त० कृ०) ની ષષ્ઠી નો અધ્યાહાર છે पश्यतो राक्षसस्य सतः-રાક્ષસના જોતા છતાં

पत्तने वियमाने-दिनेषु गच्छत्सु-વગેરે सति सप्तमी કહેવાય છે. पत्तने विद्यमाने सति કે दिनेषु गच्छत्सु सत्सु-દિવસો જતે છતે.

---

एवं निर्घृणं प्रहरन् कथं न लज्जसे।
कथमेवं प्रलपतां वः सहस्रधा न दीर्णमनया जिह्वया।
अपि कुशलं तापसस्य-क्षेममस्माकं युष्माकं च
कुशलम्-इदानीं विशेषतो भवद्दर्शनात्।
अहो परां कोटिमधिरोहति प्रमोदः पौराणाम्।
नाथे कुतस्त्वय्यशुभं प्रजानाम्।
उत्तिष्ठमानस्तु परो नोपेक्ष्यो भूतिमिच्छता।
चक्रे विधौ वद कथं व्यवसायसिद्धिः।
यस्मिञ्जीवति जीवन्ति बहवः सोऽत्र जीवति।
सतां सद्भिः सङ्गः कथमपि हि पुण्येन भवति।
विकसति हि पतङ्गस्योदये पुण्डरीकं
द्रवति च हिमरश्मावुद्गते चन्द्रकान्तः।
सूर्ये तपत्यावरणाय दृष्टेः
कल्पेत लोकस्य कथं तमिस्रा।
त्वं जीवितं त्वमसि मे हृदयं द्वितीयं
त्वं कौमुदी नयनयोरमृतं त्वमङ्गे।
जीवत्सु तातपादेषु नूतने दारसंग्रहे।
मातृभिश्चिन्त्यमानानां ते हि नो दिवसा गताः॥

अमृतं शिशिरे वह्निरमृतं प्रियदर्शनम् ।
अमृतं राजसंमानममृतं क्षीरभोजनम् ॥
उपकारिषु यः साधुः साधुत्वे तस्य को गुणः ।
अपकारिषु यः साधुः स साधुः सद्भिरुच्यते ॥
कूजन्तं रामरामेति मधुरं मधुराक्षरम् ।
आरुह्य कविताशाखां वन्दे वाल्मीकिकोकिलम् ॥

કાશી જઈને ગંગાતીરે વસું તો કેવું સારું !
ધર્મ ન આચરનારા લોકો વિનાશ પામે છે.
એ સર્વ પુરુષોએ તે પંડિતને બહુ માન્યો.
અમારે વૈયાકરણોને ન્યાયનું શું કામ છે ?
રાજાએ પૂછ્યું, દેવિ, તારાથી વેદના સહેવાય છે ?

**નામ.**

अङ्ग (अङ्गम्) (ન૦)–શરીર.
अभ्युदय (अभ्युदयः) (પું૦)–ચડતી.
अशुभ (अशुभम्) (ન૦)–(નમ્‌તત્પુ૦) અકલ્યાણ.
अवसर (अवसरः) (પું૦)–સમય.
आवरण (आवरणम्) (ન૦)–ઢાંકવું તે.
कविताशाखा (કર્મ૦ कविता સ્ત્રી૦ -કવિતા, शाखा સ્ત્રી૦ ડાળ)–કવિતારૂપી ડાળી.
कान्ति (સ્ત્રી૦)–શોભા, સૌન્દર્ય.
कारण (कारणम्) (ન૦)–કારણ.
कुशल (कुशलम्)–કુશળ, કલ્યાણ.
कोटि (સ્ત્રી૦)–અવધિ, પરિસીમા, ઊંચામાં ઊંચું સ્થાન.
कौमुदी (સ્ત્રી૦)–ચન્દ્રિકા, ચાંદની.
क्षीर (क्षीरम्) (ન૦)–દૂધ.
क्षेम (क्षेमः-मम्) (પું૦, ન૦)–કલ્યાણ, સુખ, આરોગ્ય.
गुण (गुणः) (પું૦)–ગુણ, ફાયદો, પ્રયોજન.
चन्द्रकान्त (चन्द्रकान्तः) (પું૦)–એક જાતનો પથ્થર, એ ચન્દ્રકિરણથી ઝરે છે.
तमिस्रा (સ્ત્રી૦)–અંધારાનો જથ્થો, રાત્રિ.
तातपाद (तातपादाः) (પું૦) (तात પું૦ પિતા, पाद પું૦ પગ, પૂજાર્થે નામને છેડે બ૦ વ૦ માં વપરાય છે)–પૂજ્ય પિતા.
तापस (तापसः) (પું૦)–તપસ્વી, ઋષિ.
दर्शन (दर्शनम्) (ન૦)–જોવું તે.
दार (दाराः) (પું૦) (બ૦ વ૦ માંજ વપરાય છે)–પત્ની.
दिवस (दिवसः) (પું૦)–દિવસ.
दृष्टि (સ્ત્રી૦)–નજર.
देवी (સ્ત્રી૦)–રાણી.
नन्द (नन्दः) (પું૦)–પાટલિપુત્રનો રાજા. એ નવ ભાઈ હતા.
नाथ (नाथः) (પું૦)–ધણી, સ્વામી
पतङ्ग (पतङ्गः) (પું૦)–સૂર્ય.
पत्तन (पत्तनम्) (ન૦)–શહેર.
परीक्षा (સ્ત્રી૦)–પરીક્ષા.
पशु (પું૦)–પશુ.
पुण्डरीक (पुण्डरीकम्) (ન૦)–સૂર્યકમળ, શ્વેતકમળ.

पुण्य ( पुण्यम् ) ( न० )-પુણ્ય, પવિત્ર કર્મ
पौर ( पौरः ) ( पुं० )-પુરવાસી.
प्रमोद ( प्रमोदः ) ( पु० )+( प्रादि० प्र=પ્રકૃષ્ટ, ઘણો + मोद=હર્ષ )=અતિહર્ષ.
भूति ( स्त्री० )-આબાદી.
भोजन ( भोजनम् ) ( न० )-ભોજન.
राक्षस ( राक्षसः ) ( पुं०)-નન્દ રાજાના પ્રધાનનું નામ.
वह्नि ( पु० )-અગ્નિ.
वाल्मीकिकोकिल ( वाल्मीकिकोकिल ) ( पुं० ) ( वाल्मीकि पुं० વાલ્મીકિ ઋષિ, कोकिल पुं० કોયલ )-વાલ્મીકિરૂપી કોયલ.
विधि ( पुं० )-બ્રહ્મા, નસીબ.
व्यवसाय ( व्यवसायः ) ( पुं० )-કાર્ય, નિશ્ચિત કાર્ય.
शिशिर ( शिशिरः-रम् ) ( पुं०, न० ) -ઠંડી ઋતુ; માઘ ને ફાલ્ગુન માસ.
सङ्ग ( सङ्गः ) ( पुं० )-સોબત
संमान ( संमानम् ) ( न० )-સંમાન
साधुत्व ( साधुत्वम् ) (न०)-સારાપણું.
सिद्धि ( स्त्री० )-સિદ્ધિ, સિદ્ધ થવું તે.
हिमरश्मि ( पुं० )-( बहु०, हिम न० બરફ; વિ० શીતલ, रश्मि पुं० કિરણ) શીતલ છે કિરણ જેનાં; ચન્દ્ર.

## વિશેષણ.

अपकारिन्-અપકાર કરનાર.
उपकारिन्-ઉપકાર કરનાર
उपेक्ष्य-ઉપેક્ષા યોગ્ય, બેદરકાર કરવા [જેવું
चिन्त्यमान ( चिन्त् १० ग० प० नो कर्मणि वर्त० कृ० ) સંભાળ લેવાતું.
दीर्ण-( दृ नो भू० कृ० )-ફાટેલું
नूतन-નવું.
पर-( सर्व० )-બીજું; ૨ મોટું; ૩ શત્રુ
पर्युपास्यमाना ( परि + उप + आस् नो कर्म० वर्त० कृ० ) (स्त्री०)-સેવાતી
प्रतीक्षमाण ( प्रति+ईक्ष् १ ग० आ० नो वर्त० कृ० )-રાહ જોતું.
बहु-બહુ.
भवत् ( सर्व०, तृ० पु० छे )-આપ.
वक्र-વાંકું.
सत् ( अस् २ ग० प० नो वर्त० कृ० )-સારૂ
साधु-સારૂ
सेव्य ( सेव् नो विध्य० कृ० )-સેવવા યોગ્ય

## ધાતુ.

अधि + रुह् ( अधिरोहति ) ( १ ग० प० )-ચઢવું
अव + गम् ( गच्छ् ) ( अवगच्छति ) ( १ ग० प० )-જાણવું
उद् + स्था ( तिष्ठ् ) ( उत्तिष्ठते ) ( १ ग० आ० )-બજારમાં વધવું
कूज् ( कूजति ) (१ ग० प०)-કોયલના જેવો શબ્દ કરવો.
क्लृप् ( कल्पते ) ( १ ग० आ० ) ( એને યોગે च० वि० વપરાય છે )-સમર્થ થવું
द्रु ( द्रवति ) (१ ग० प०)-દ્રવવું. ઝરવું.
प्र+लप् ( प्रलपति )(१ ग० प०)-બોલવું.
लज्ज् ( लज्जते ) (६ ग० आ०)-શરમાવું.
वि+कस् ( विकसति ) ( १ ग० प० )-ખીલવું

### અવ્યય.

एवम्-એ પ્રમાણે
कथमपि-ગમે તેમ કરીને, મહાપ્રયત્ને.
[1]निर्घृणम् (बहु० निर्-निर्गत, घृणा સ્ત્રી૦ દયા)-જતી રહી છે દયા જેમાંથી એવી રીતે, નિર્દય રીતે
मधुरम्-મીઠી રીતે.
मधुराक्षरम् (बहु० मधुर વિ૦ મીઠું, अक्षर ન૦ અક્ષર)-મીઠા છે અક્ષર જે ક્રિયામાં, મીઠાં વચનથી
विशेषतः-વધારે.
सहस्रधा-સહસ્ર પ્રકારે.

---

## પાઠ ૨૨ મો.

### वस् ને ईयस् પ્રત્યયાન્ત.

न किमपि विदुषामगम्यम्—નથી કંઈ પણ વિદ્વાનોને ન પહોંચાય એવું (વિદ્વાનોને કંઈ પણ ન સમજાય એવું નથી)

मतिरेव बलाद् गरीयसी—બુદ્ધિજ બળથી વધારે મોટી છે.

द्वारकामध्यूषुषो जनस्य या सम्पदोऽभवंस्ता मनसोऽप्यभूमिः—દ્વારકામાં રહેલા જનની જે સંપત્તિઓ હતી તે મનને પણ અગમ્ય—મન પણ કળે નહિ એવી હતી.

विद्वान् सर्वत्र पूज्यते—વિદ્વાન્ બધે પૂજાય છે.

विद्वद्भिरत्र निर्णयः कार्यः—વિદ્વાનોએ આ બાબતમાં ઠરાવ કરવો જોઈએ.

આ પાઠમાં वस् ને ईयस् જેને અન્તે હોય એવા શબ્દોનાં રૂપોના દાખલા છે. રૂપો નીચે પ્રમાણે છે—

| | विद्वस् पुं० | | | सेदिवस् पुं० | | |
|---|---|---|---|---|---|---|
| | એ૦ વ૦ | દ્વિ૦ વ૦ | બ૦ વ૦ | એ૦ વ૦ | દ્વિ૦ વ૦ | બ૦ વ૦ |
| प्र० | विद्वान् | विद्वांसौ | विद्वांसः | सेदिवान् | सेदिवांसौ | सेदिवांसः |
| द्वि० | विद्वांसम् | ,, | विदुषः | सेदिवांसम् | ,, | सेदुषः |
| तृ० | विदुषा | विद्वद्भ्याम् | विद्वद्भिः | सेदुषा | सेदिवद्भ्याम् | सेदिवद्भिः |
| च० | विदुषे | ,, | विद्वद्भ्यः | सेदुषे | ,, | सेदिवद्भ्यः |
| पं० | विदुषः | ,, | ,, | सेदुषः | ,, | ,, |
| ष० | ,, | विदुषोः | विदुषाम् | ,, | सेदुषोः | सेदुषाम् |
| स० | विदुषि | ,, | विद्वत्सु | सेदुषि | ,, | सेदिवत्सु |
| सं० | विद्वन् | विद्वांसौ | विद्वांसः | सेदिवन् | सेदिवांसौ | सेदिवांसः |

---

1 કોઈ પણ વિશેષણ દ્વિ૦ પ૦ વ૦ મા ક્રિયાવિશેષણ તરીકે વપરાય છે

2 उप, अनु, अधि, કે आ પૂર્વક वस्ने યોગે અધિકરણવાચક શબ્દ દ્વિતીયામા વપરાય છે

| | विद्वस् नं० | | | सेदिवस् नं० | | |
|---|---|---|---|---|---|---|
| प्र० | विद्वत्-द् | विदुषी | विद्वांसि | सेदिवत्-द् | सेदुषी | सेदिवांसि |
| द्वि० | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| स० | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| | બાકીનાં પુંલિંગ જેવાં. | | | બાકીનાં પુંલિંગ જેવાં. | | |

विदुषी स्त्री०　　　　सेदुषी स्त्री०

श्रेयस् पुं०

| | | | |
|---|---|---|---|
| प्र० | श्रेयान् | श्रेयांसौ | श्रेयांसः |
| द्वि० | श्रेयांसम् | ,, | श्रेयसः |
| तृ० | श्रेयसा | श्रेयोभ्याम् | श्रेयोभिः |
| स० | श्रेयसि | श्रेयसोः | श्रेयःसु-श्रेयस्सु |

श्रेयस् नं०

| | | | |
|---|---|---|---|
| प्र० | श्रेयः | श्रेयसी | श्रेयांसि |

ईयस् ને इष्ठ પ્રત્યયો વિશેષણોને લગાડવાથી અધિકતાવાચક ને શ્રેષ્ઠતાવાચક ા થાય છે. એજ અર્થમાં વિશેષણને तर ને तम પ્રત્યયો પણ લાગે છે. ईयस् इष्ठ પ્રત્યયો પેર છતાં અન્ત્ય સ્વર લોપાય છે, અને અન્ત્ય વ્યંજન હોય તો ે સ્વર સહિત અન્ત્ય વ્યંજન લોપાય છે.

लघु નાનું-लघुतर કે लघीयस् વધારે નાનું; लघुतम કે लघिष्ठ સૌથી વધારે નાનું.
गुरु મોટું-गुरुतर કે गरीयस् વધારે મોટું; गुरुतम કે गरिष्ठ સૌથી વધારે મોટું.
गर् થઈ ईयस् ને इष्ठ લાગે છે ); महत् પરથી महीयस् કે महत्तर.
स्त्री० गरीयसी, गरिष्ठा, गुरुतरा, गुरुतमा.
ईयस् ને इष्ठ પર છતાં वत्, इन् વગેરે સ્વામિત્વવાચક પ્રત્યયો લોપાય છે.
बलवत्-बलीयस्, बलिष्ठ.
અધિકતાવાચક ને શ્રેષ્ઠતાવાચક પ્રત્યયો અતિશયના અર્થમાં પણ વપરાય છે.

૪ पद् અંગના वस् ના स् નો અઘોષ વ્યંજન પર છતાં त् ને ઘોષ વ્યંજન પર છતાં द् થાય છે

निद्वस् + भ्याम्=विद्वद् + भ्याम्=विद्वद्भ्याम्

निद्वस् + सु=विद्वत् + सु=विद्वत्सु

યાદ રાખવું કે નપુંસકમાં प्र०, द्वि०, ને सं० ના એ૦ વ૦ મા पद् અંગ, द्वि० વ૦ મા भ અંગ છે, ને બ૦ વ૦ નો પ્રત્યય सर्वनामस्थान કહેવાય છે વળી સ્ત્રી લિંગના ई પ્રત્યય પર છતાં પૂર્વ અંગ भ અંગ છે

---

एते वयमयोध्यां प्राप्ताः ।
आर्ये दृश्यताम् । द्रष्टव्यमेतत् ।
आर्ये यदि नेपथ्यविधानमवसितं तर्हीतस्तावदागम्यताम् ।
हे विद्वन् किं वस्तु त्वया गुरवे प्रदेयमिति तमपृच्छद्राजा ।
क्लेशान् विहाय ममान्यत्र शत्रुबुद्धिरेव नास्ति ।
अथ सा तत्रभवती किमाख्यस्य राजर्षेः पत्नी ।
तप्ते भ्राष्ट्रे सिलाः प्रक्षिप्ता मुहूर्तमपि नावतिष्ठन्ते ।
श्रेयांसि सर्वाण्यधिजग्मुषस्ते किमाशास्यम् ।
पुण्येनैव हि लभ्यते सुकृतिभिः सत्संगतिर्दुर्लभा ।
यो यस्य चित्ते न कदा स दूरे ।
नरस्याभरणं रूपं रूपस्याभरणं गुणः ।
गुणस्याभरणं ज्ञानं ज्ञानस्याभरणं क्षमा ।
सत्यमेव व्रतं यस्य दया दीनेषु सर्वदा ।
कामक्रोधौ वशे यस्य स साधुः कथ्यते बुधैः ॥
आहूतस्याभिषेकाय प्रदिष्टस्य वनाय च ।
न मया लक्षितः कश्चित् स्वल्पोऽप्याकारविभ्रमः ॥
प्रायो नाम तपः प्रोक्तं चित्तं निश्चय उच्यते ।
तपोनिश्चयसंयोगात् प्रायश्चित्तमितीर्यते ॥
विपदि धैर्यमथाभ्युदये क्षमा सदसि वाक्पटुता युधि विक्रमः ।
यशसि चाभिरुचिर्व्यसनं श्रुतौ प्रकृतिसिद्धमिदं हि महात्मनाम् ॥

દિવસ જતે તે બાળક સર્વ કળામાં કુશળ થયો
ગુરુજી, હું આપને નમું છું.
આપણા જોતા જોતા પ્રતિદિન આયુષ્ય ક્ષીણ થાય છે.
આપણે વિપત્તિમાં ધીરજવાળા થવુ જોઈએ.
સાધુ પુરુષો સંસારને સારરહિત માને છે.

---

1 એ વચન રામને લાગુ પડે છે

## નામ.

अभिरुचि ( સ્રી० )-પ્રેમ.
अभिषेक (अभिषेकः) (પું०)-રાજ્યાભિષેક.
अभूमि ( સ્રી० )-અસ્થાન; मनसोऽप्य भूमिः-મનને પણ અગમ્ય, મનથી પણ કળાય નહિ એવું.
आकार ( आकारः ) ( પું० )-આકાર, ચહેરો.
आभरण ( आभरणम् ) (ન०)-ભૂષણ, અલંકાર.
क्लेश ( क्लेशः )-ક્લેશ, મનને સતાપે એવો દુર્ગુણ.
क्षमा ( સ્રી० )-ખામોશી.
चित्त ( चित्तम् ) ( ન० )-મન.
द्वारका ( સ્રી० )-દ્વારકા.
निर्णय ( निर्णयः ) ( પું० )-નિશ્ચય.
नेपथ्य ( नेपथ्यम् ) ( ન० )-૧ વેશ, ૨ વેશ સજવાનો પડદા પાછળનો ખંડ.
पटुता ( સ્રી० )-હોશિયારી.
प्रायश्चित्त ( ન० ) ( प्राय પું० તપ, चित्त ન०-નિશ્ચય )-પસ્તાવો.
श्राद्ध ( श्राद्धम् ) ( ન० )-શ્રાદ્ધ.
मुहूर्त ( मुहूर्तः-र्तम् ) ( પું०, ન० )-થોડો સમય.
युध् ( સ્રી० )-યુદ્ધ.
विक्रम ( विक्रमः ) ( પું० ) -પરાક્રમ.
विधान ( विधानम् ) ( ન० )-કરવું તે, ગોઠવણ
विभ्रम ) विभ्रमः ) ( પું० )-ફેર. [ ટેવ.
व्यसन ( व्यसनम् ) ( ન० )-અભ્યાસ,
व्रत ( व्रतम् ) ( ન० )-વ્રત, વરત.
श्रुति ( સ્રી० )-વેદ.
श्रेयस् ( ન० )-કલ્યાણ.
सदस् ( ન० )-સભા.

## વિશે०

आगम्य-ન પહોંચાય કે સમજાય એવું.
अधिजग्मिवस्-જેણે પ્રાપ્ત કર્યું છે એવું.
अध्युषिवस्-જેણે વાસ કર્યો છે એવું.
अवसित ( अव+सो ૪ ગ० પ० નો ભૂ० કૃ० )-પૂરું થયેલું.
आशास्य-આશીર્વાદ દેવા યોગ્ય.
आहूत ( आ+ह्वे ૧ ગ० પ० નો ભૂ० કૃ० )-બોલાવાયલું.
किमाख्य (બહુ०, किम्+आख्या સ્રી० નામ )-શું છે નામ જેનું; કયા નામવાળું.
तप्त ( तप् ૧ ગ० પ० નો ભૂ० કૃ० )-તપેલું.
द्रष्टव्य ( दृश् નો વિધ્ય० કૃ० )-જોવા લાયક.
प्रक्षिप्त ( प्र+क्षिप् ૬ ગ० પ० નો ભૂ० કૃ० )-નાખેલું.
प्रदिष्ट ( प्र+दिश् ૬ ગ० પ० નો ભૂ० કૃ० )-મોકલેલું [કરવા યોગ્ય.
प्रदेय ( प्र+दा નો વિધ્ય० કૃ० )-દાન
महात्मन् ( બહુ०, महत्+आत्मन् પું० )-મોટો છે આત્મા જેનો; મોટા મનવાળું.
लक्षित ( लक्ष् ૧૦ ગ० પ० નો ભૂ० કૃ० )-જોયલું
श्रेयस्-વધારે વખાણવા લાયક.
स्वल्प ( सु ઘણું + अल्प )-ઘણું થોડું.

## ધાતુ.

ईर्ष्य् ( ईर्ष्ये ) ( ૨ ગ० આ० कर्म० ईर्ष्यते )-ગ્રહ્ ( कर्म० गृह्यते )-પકડવું. [કહેવું
स्था ( तिष्ठति ) ( ૨ ગ० પ० ), अव[1] જોડે ( આ० )-રહેવું

---

१ सम्, अव, प्र, ને वि જોડે स्था આત્મનેપદી છે

અવ્યય

अन्यत्र-બીજે ઠેકાણે.
तर्हि-તો.
विहाय ( वि+हा નો અવ્ય૦ ૬૦ )-તજીને, સિવાય.

---

### પાઠ ૨૩ મો.

### સંખ્યાવાચક ને સંખ્યાપૂરક શબ્દો.

( ૧ થી ૧૦ સુધી ).

विधवायाः पुनरुद्वाहः सशास्त्र इत्येके मन्यन्ते । अपरे पुनः शास्त्रप्रतिषिद्ध इति—વિધવાનું પુનર્લગ્ન શાસ્ત્રસંમત છે એમ કેટલાક માને છે; બીજાઓ તો શાસ્ત્રથી પ્રતિષિદ્ધ છે એમ ( માને છે ).

ऋग्यजुःसामानीति त्रयो वेदाः । त्रयाणां वेदानां बहवः शाखाः सन्ति । ઋક્, યજુસ્, ને સામન્ એ ત્રણ વેદ છે. ત્રણ વેદોની બહુ શાખાઓ છે.

ब्रह्मणो चत्वारि मुखानि शिवस्य पञ्च कार्तिकेयस्य तु षट्—બ્રહ્માનાં ચાર મુખ છે, શિવનાં પાંચ, ને કાર્તિકેયનાં ૭ છે.

સંસ્કૃતમાં એકથી દસ સુધીના સંખ્યાવાચક શબ્દો નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| એક—एक | છ—षष् |
| બે—द्वि | સાત—सप्तन् |
| ત્રણ—त्रि | આઠ—अष्टन् |
| ચાર—चतुर् | નવ—नवन् |
| પાંચ—पञ्चन् | દસ—दशन् |

एक નાં રૂપ सर्व શબ્દનાં જેવાં થાય છે. બ૦ વ૦ માં एक નો અર્થ 'કેટલાક' થાય છે.

द्वि નાં રૂપ દ્વિ૦ વ૦ માંજ થાય છે. એને પું૦ લિ૦ માં ને ન૦ લિ૦ માં द्व શબ્દ જેવો ને સ્ત્રી૦ લિ૦ માં द्वा શબ્દ જેવો ગણી રૂપો કરવા.

| | द्वि પું૦ | द्वि સ્ત્રી૦ ને ન૦ |
|---|---|---|
| પ્ર૦ | द्वौ | द्वे |
| દ્વિ૦ | द्वौ | " |
| તૃ૦ | द्वाभ्याम् | द्वाभ्याम् |
| ચ૦ | " | " |
| પં૦ | " | " |
| ષ૦ | द्वयोः | द्वयोः |
| સ૦ | " | " |

त्रि થી दशन् સુધીનાં બ૦ વ૦ માંજ રૂપો થાય છે.

| | त्रि पुं० | त्रि स्त्री० | त्रि न० | चतुर् पुं० | चतुर् स्त्री० |
|---|---|---|---|---|---|
| प्र० | त्रयः | तिस्रः | त्रीणि | चत्वारः | चतस्रः |
| द्वि० | त्रीन् | ,, | ,, | चतुरः | ,, |
| तृ० | त्रिभिः | तिसृभिः | पुं० લિ. પ્રમાણે | चतुर्भिः | चतसृभिः |
| च० | त्रिभ्यः | तिसृभ्यः | | चतुर्भ्यः | चतसृभ्यः |
| पं० | ,, | ,, | | ,, | ,, |
| ष० | त्रयाणाम् | तिसृणाम् | | चतुर्णाम् | चतसृणाम् |
| स० | त्रिषु | तिसृषु | | चतुर्षु | चतसृषु |

| | चतुर् न० | षष् पुं०, स्त्री०, न० | पञ्चन् पुं०, स्त्री०, न० | अष्टन् पुं०, स्त्री०, न० |
|---|---|---|---|---|
| प्र० | चत्वारि | षट् | पञ्च | अष्ट-अष्टौ |
| द्वि० | ,, | ,, | ,, | ,, |
| तृ० | બાકીનાં પું. લિ. પ્રમાણે. | षड्भिः | पञ्चभिः | अष्टभिः-अष्टाभिः |
| च० | | षड्भ्यः | पञ्चभ्यः | अष्टभ्यः-अष्टाभ्यः |
| पं० | | ,, | ,, | ,, ,, |
| ष० | | षण्णाम् | पञ्चानाम् | अष्टानाम् |
| स० | | षट्सु-षट्त्सु | पञ्चसु | अष्टसु-अष्टासु |

सप्तन्, नवन्, ને दशन् નાં રૂપાં पञ्चन् નાં જેવાં થાય છે.

'પહેલા' થી દસમા' સુધી સંખ્યાપૂરક શબ્દો નીચે આપ્યા છેઃ—

પહેલો प्रथम-मा, अग्रिम-मा, आदिम-मा; બીજો द्वितीय-या; ત્રીજો तृतीय-या; ચોથો चतुर्थ-र्थी, तुर्य-र्या, तुरीय-या; છઠ્ઠો षष्ठ-ष्ठी; પાંચમો, સાતમો, નવમો, દસમો-पञ्चम-मी, सप्तम-मी, नवम-मी, दशम-मी.

प्रथम નું પ્ર૦ બ૦ પુ૦ प्रथमे, प्रथमाः થાય છે. द्वितीय ને तृतीय નાં ચ૦, પં૦, ષ૦, ને સ૦ નાં એ૦ વ૦ વિકલ્પે સર્વનામ જેવાં થાય છે; द्वितीयस्मै-याय ઇત્યાદિ.

સંખ્યાવાચક શબ્દો ઉપરથી અવ્યયો નીચે પ્રમાણે બને છેઃ-

धा (પ્રકારવાચક પ્રત્યયથી)-एकधा (એક રીતે), द्विधा-द्वेधा, त्रिधा-त्रेधा, षड्धा-षोढा વગેરે.

त्र (સ્થળવાચક પ્રત્યયથી)-एकत्र (એક સ્થળે).

शस् (આવૃત્તિવાચક પ્રત્યયથી)-एकशः, द्विशः (બબ્બે).

कृत्वः (ક્રિયાની આવૃત્તિવાચક પ્રત્યયથી)-पञ्चकृत्वः (પાંચ વાર), षट्कृत्वः (છ વાર).

પણ एक નું એવું રૂપ सकृत् (એકવાર), द्वि નું द्विः (બે વાર), त्रि નું त्रिः, ને चतुर् નું चतुः થાય છે.

तर ને तम પ્રત્યયો एक ને લાગે છે. एकतरः (બેમાંનું એક), एकतमः (બહુમાંનું એક). एकतर ને एकतम નાં રૂપો સર્વનામનાં રૂપો જેવાં થાય છે.

અવ્ય૦

अन्यत्र—બીજે ઠેકાણે.
तर्हि—તો.
विहाय ( वि+हा નો અવ્ય૦ કૃ૦ )—તજીને, સિવાય.

---

## પાઠ ૨૩ મો.

### સંખ્યાવાચક ને સંખ્યાપૂરક શબ્દો.

( ૧ થી ૧૦ સુધી ).

विधवायाः पुनरुद्वाहः सशास्त्र इत्येके मन्यन्ते । अपरे पुनः शास्त्रप्रतिषिद्ध इति—વિધવાનું પુનર્લગ્ન શાસ્ત્રસંમત છે એમ કેટલાક માને છે; બીજાઓ તો શાસ્ત્રથી પ્રતિષિદ્ધ છે એમ ( માને છે ).

ऋग्यजुःसामानीति त्रयो वेदाः । त्रयाणां वेदानां बह्व्यः शाखाः सन्ति । ઋક્, યજુસ્, ને સામન્ એ ત્રણ વેદ છે. ત્રણ વેદોની બહુ શાખાઓ છે.

ब्रह्मणो चत्वारि मुखानि शिवस्य पञ्च कार्तिकेयस्य तु षट्—બ્રહ્માનાં ચાર મુખ છે, શિવનાં પાંચ, ને કાર્તિકેયનાં ૭ છે.

સંસ્કૃતમાં એકથી દસ સુધીના સંખ્યાવાચક શબ્દો નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| એક—एक | છ—षष् |
| બે—द्वि | સાત—सप्तन् |
| ત્રણ—त्रि | આઠ—अष्टन् |
| ચાર—चतुर् | નવ—नवन् |
| પાંચ—पञ्चन् | દસ—दशन् |

एक નાં રૂપ सर्व શબ્દનાં જેવાં થાય છે. બ૦ વ૦ માં एक નો અર્થ 'કેટલાક' થાય છે.

द्वि નાં રૂપ દ્વિ૦ વ૦ માંજ થાય છે. એને પું૦ લિં૦ માં ને ન૦ લિં૦ માં द्व શબ્દ જેવાં ને સ્ત્રી૦ લિં૦ માં द्वा શબ્દ જેવાં ગણી રૂપો કરવાં.

| | द्वि પું૦ | द्वि સ્ત્રી૦ ને ન૦ |
|---|---|---|
| પ્ર૦ | द्वौ | द्वे |
| દ્વિ૦ | द्वौ | ,, |
| તૃ૦ | द्वाभ्याम् | द्वाभ्याम् |
| ચ૦ | ,, | ,, |
| પં૦ | ,, | ,, |
| ષ૦ | द्वयोः | द्वयोः |
| સ૦ | ,, | ,, |

त्रि થી दशन् સુધીનાં બ૦ વ૦ માત્ર રૂપો થાય છે.

| | त्रि પું૦ | त्रि સ્ત્રી૦ | त्रि ન૦ | चतुर् પું૦ | चतुर् સ્ત્રી૦ |
|---|---|---|---|---|---|
| प्र० | त्रयः | तिस्रः | त्रीणि | चत्वारः | चतस्रः |
| द्वि० | त्रीन् | „ | „ | चतुरः | „ |
| तृ० | त्रिभिः | तिसृभिः | પું૦ લિ. પ્રમાણે | चतुर्भिः | चतसृभिः |
| च० | त्रिभ्यः | तिसृभ्यः | | चतुर्भ्यः | चतसृभ्यः |
| पं० | „ | „ | | „ | „ |
| ष० | त्रयाणाम् | तिसृणाम् | | चतुर्णाम् | चतसृणाम् |
| स० | त्रिषु | तिसृषु | | चतुर्षु | चतसृषु |

| | चतुर् ન० | षष् પું૦, સ્ત્રી૦, ન૦ | पञ्चन् પું૦, સ્ત્રી૦, ન૦ | अष्टन् પું૦, સ્ત્રી૦, ન૦ |
|---|---|---|---|---|
| प्र० | चत्वारि | षट् | पञ्च | अष्ट-अष्टौ |
| द्वि० | „ | „ | „ | „ |
| तृ० | બાકીનાં પું. લિ. પ્રમાણે. | षड्भिः | पञ्चभिः | अष्टभिः-अष्टाभिः |
| च० | | षड्भ्यः | पञ्चभ्यः | अष्टभ्यः-अष्टाभ्यः |
| पं० | | „ | „ | „ „ |
| ष० | | षण्णाम् | पञ्चानाम् | अष्टानाम् |
| स० | | षट्सु-षट्त्सु | पञ्चसु | अष्टसु-अष्टासु |

सप्तन्, नवन्, ने दशन् नां રૂપાં पञ्चन् નાં જેવાં થાય છે.

'પહેલા' થી દસમા' સુધી સંખ્યાપૂરક શબ્દો નીચે આપ્યા છે:—

પહેલો प्रथम-मा, अग्रिम-मा, आदिम-मा; બીજો द्वितीय-या; ત્રીજો तृतीय-या; ચોથો चतुर्थ-र्थी, तुर्य-र्या, तुरीय-या; છઠ્ઠો षष्ठ-ष्ठी; પાંચમો, સાતમો, નવમો, દસમો-पञ्चम-मी, सप्तम-मी, नवम-मी, दशम-मी.

प्रथम નું प्र० ए० पु० प्रथमे, प्रथमाः થાય છે. द्वितीय ને तृतीय નાં च०, पं०, ष०, ને स० નાં એ૦ વ૦ વિકલ્પે સર્વનામ જેવાં થાય છે; द्वितीयस्मै-याय ઇત્યાદિ.

સંખ્યાવાચક શબ્દો ઉપરથી અવ્યયો નીચે પ્રમાણે બને છે:-

धा (પ્રકારવાચક પ્રત્યયથી)-एकधा (એક રીતે), द्विधा-द्वेधा, त्रिधा-त्रेधा, षड्धा-षोढा વગેરે

त्र (સ્થળવાચક પ્રત્યયથી)-एकत्र (એક સ્થળે).

शस् (આવૃત્તિવાચક પ્રત્યયથી)-एकशः, द्विशः (બબ્બે).

कृत्वः (ક્રિયાની આવૃત્તિવાચક પ્રત્યયથી)-पञ्चकृत्वः (પાંચ વાર), षट्कृत्वः (છ વાર).

પણ एक નું એવું રૂપ सकृत् (એકવાર), द्वि નું द्विः (બે વાર), त्रि નું त्रिः, ને चतुर् નું चतुः થાય છે.

तर ને तम પ્રત્યયો एक ને લાગે છે. एकतरः (બેમાંનું એક), एकतमः (બહુમાંનું એક). एकतर ને एकतम નાં રૂપો સર્વનામનાં રૂપો જેવાં થાય છે.

दशरथस्य तिस्रो भार्या· कौसल्या सुमित्रा कैकेयी च ।
भ्रमरशब्दे द्वौ रेफौस्तस्तस्माद् द्विरेफ इत्युच्यते ।
न्यायो वैशेषिक सांख्यं योगो मीमांसा वेदान्त इति षड् दर्शनानि ।
जानुभ्यां पादाभ्यां पाणिभ्यामुरसा बुद्ध्या शिरसा वचसा दृष्ट्या च प्रणामः साष्टाङ्गः प्रणामः कथ्यते ।
अमीषां चतुर्णां फलानां मध्ये यत् ते रोचते तद् गृह्यताम् ।
तिसृषु कन्यास्विय लावण्ये श्रेष्ठा ।
अष्टाभिस्तनुभि· प्रपन्नः शिवोऽवताद्वः ।
अयि वत्स उषित त्वया प्रथम आश्रमे द्वितीयमध्यासितुमिदानीं समयः ।
बलीयसी केवलमीश्वरेच्छा ।
ब्राह्मण क्षत्रियो वैश्यस्त्रयो वर्णा द्विजातयः ।

---

ससारविषवृक्षस्य द्वे एव रसवत्फले ।
काव्यामृतरसास्वाद· सङ्गश्च सुजनै सह ॥
अध्यापनमध्ययन यजन याजन तथा ।
दान प्रतिग्रहश्चैव षट् कर्माण्यग्रजन्मनः ॥
शिक्षा कल्पो व्याकरण निरुक्त छन्दसां चयः ।
ज्योतिषामयन चैव वेदाङ्गानि षडेव तु ॥
स्वर्ण रूप्य च ताम्र च रङ्ग यशदमेव च ।
सीसं लोह रसश्चेति धातवोऽष्टौ प्रकीर्तिताः ॥

अर्थागमो नित्यमरोगिता च
प्रिया च भार्या प्रियवादिनी च ।
वश्यश्च पुत्रोऽर्थकरी च विद्या
षड् जीवलोकस्य सुखानि राजन् ॥

સૂર્યને સાત અશ્વ છે.
સત્વ, રજસ્, ને તમસ્ ત્રણ ગુણ છે
તાપી કરતા નર્મદા લાબી છે
શિવને ત્રણ નેત્ર છે.
આપ મને અપવિત્ર શા માટે ગણો છો?
મેં તેને પાચ વાર તે ફળો ગણવા કહ્યું

---

૧ અભિપૂર્વક સ્થા, રથા ને આસ્ નો અધિકરણવાચક શબ્દ દ્વિ૦ વિ૦ મા વપરાય છે

## નામ.

अग्रजन्मन् ( पुं० ) ( बहु०, अग्र वि० શ્રેષ્ઠ, जन्मन् ન૦ જન્મ )-શ્રેષ્ઠ છે જન્મ જેનો, બ્રાહ્મણ.

अध्ययन ( अध्ययनम् ) ( ન૦ )-અભ્યાસ કરવો તે, શીખવું તે.

अध्यापन ( अध्यापनम् )(ન૦)-શિખવવું તે.

अयन ( अयनम् ) ( ન૦ )-માર્ગ.

अरोगिता ( સ્ત્રી૦ )-અરોગીપણું, તંદુરસ્તી, આરોગ્ય.

आश्रम ( आश्रमः ) ( પું૦ )-જીવનકાળના વિભાગ; બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, અને સંન્યાસ, એ ચાર આશ્રમ છે.

आस्वाद ( आस्वादः ) ( પું૦ )-આસ્વાદ, સ્વાદ.

उरस ( ન૦ )-છાતી, હૃદય.

ऋच् ( સ્ત્રી૦ )-ઋગ્વેદ.

कल्प ( कल्पः ) ( પું૦ )-યજ્ઞની ક્રિયા આદિનું જેમાં વિવેચન હોય તે શાસ્ત્ર.

कार्तिकेय ( कार्तिकेयः ) ( પું૦ )-કાર્તિકસ્વામી, ષડાનન.

काव्य ( काव्यम् ) ( ન૦ )-કવિતા, કાવ્ય.

कैकेयी ( સ્ત્રી૦ )-દશરથની સ્ત્રી, ભરતની મા.

कौसल्या ( સ્ત્રી૦ )-રામની મા.

चय ( चयः ) ( પું૦ )-સંગ્રહ.

छन्दस ( ન૦ )-છન્દ, વૃત્ત.
( छन्दसां चयः-જેમાં છન્દોનો સંગ્રહ હોય તે, છન્દઃશાસ્ત્ર ).

जानु ( ન૦ )-ઘુંટણ.

जीवलोक ( जीवलोकः ) (પું૦)(તત્પુ૦, जीव પું૦ પ્રાણી, लोक પું૦ દુનીઆ)-દુનીઆ.

जोतिस (ન૦) તારા, નક્ષત્ર, ગ્રહ, વગેરે પ્રકાશમાન મંડળમાંનું એક.
( ज्योतिषामयनम्—જ્યોતિર્મંડળનો માર્ગ જેમાં દર્શાવ્યો હોય તે, જ્યોતિ શાસ્ત્ર ).

तनु ( સ્ત્રી૦ )-મૂર્તિ.

ताम्र ( ताम्रम् ) ( ન૦ )-તાંબું.

दर्शन ( दर्शनम् ) ( ન૦ )-શાસ્ત્ર.

दान ( दानम् ) ( ન૦ )-દાન.

देश ( देशः ) ( પું૦ )-દેશ.

द्विजाति ( પું૦ ) ( બહુ૦, द्वि બે, जाति સ્ત્રી૦ જન્મ )-બ્રાહ્મણ, ક્ષત્રિય, ને વૈશ્યમાનો કોઈ.

द्विरेफ ( द्विरेफः ) ( પું૦ ) ( બહુ૦ )-ભમરો.

धातु ( પું૦ )-સોનું વગેરે ધાતુ; ૨ શબ્દોનું મૂળ.

निरुक्त ( निरुक्तम् ) ( ન૦ )-શબ્દોનું નિર્વચન-વ્યુત્પત્તિ જેમાં હોય એવું શાસ્ત્ર.

न्याय ( न्यायः ) ( પું૦ )-ગૌતમપ્રણીત ન્યાયશાસ્ત્ર.

पुनरुद्वाह ( પું ) ( पुनर् અ૦ ફરી, उद्वाह પુ૦ લગ્ન )-પુનર્લગ્ન.

प्रणाम ( प्रणामः ) ( પું૦ )-પ્રણામ

प्रतिग्रह ( प्रतिग्रहः ) ( પું૦ )-દાન લેવું તે.

बल ( बलम् ) ( ન૦ )-૧ બળ; ૨ સેના.

मीमांसा ( સ્ત્રી૦ )-જૈમિનિપ્રણીત પૂર્વ મીમાંસા શાસ્ત્ર.

यजन ( यजनम् ) (ન૦)-યજ્ઞ કરવો તે.

यजुस ( ન૦ )-યજુર્વેદ.

यशद ( यशदम् ) ( ન૦ )-જસત.

याजन ( याजनम् ) ( ન૦ )-યજ્ઞ કરાવવો તે.

योग ( योगः ) ( પું૦ )-પતંજલિપ્રણીત યોગશાસ્ત્ર.

गुणानां वा विशालानां सत्काराणां च नित्यशः ।
कर्तारः सुलभा लोके विज्ञातारस्तु दुर्लभाः ॥ ७० ॥

यस्या न प्रियमण्डनापि महिषी देवस्य मन्दोदरी
स्नेहाल्लुम्पति पल्लवान् न च पुनर्वीजन्ति यस्यां भयात् ।
वीजन्तो मलयानिला अपि करैरस्पृष्टबालद्रुमा
सेयं शक्ररिपोरशोकवनिका भग्नेति विज्ञाप्यताम् ॥ ७१ ॥

रे रे चातक सावधानमनसा मित्र क्षणं श्रूयता-
मम्भोदा बहवो हि सन्ति गगने सर्वेऽपि नैकादृशाः ॥ ७२ ॥

केचिद्वृष्टिभिरार्द्रयन्ति धरणीं गर्जन्ति केचिद्वृथा
यं यं पश्यसि तस्य तस्य पुरतो मा ब्रूहि दीनं वचः ॥ ७३ ॥

यद्वक्त्रं मुहुरीक्षसे न धनिनां ब्रूषे न चाटुं मृषा
नैषां गर्वगिरः शृणोषि न पुनः प्रत्याशया धावसि ।
काले बालतृणानि खादसि सुखं निद्रासि निद्रागमे
तन्मे ब्रूहि कुरङ्ग कुत्र भवता किं नाम तप्तं तपः ॥ ७४ ॥

नायं ते समयो रहस्यमधुना निद्राति नाथो यदि
स्थित्वा द्रक्ष्यति कुप्यति प्रभुरिति द्वारेषु येषां वचः ।
चेतस्तानपहाय याहि भवनं देवस्य विश्वेशितु-
र्निर्दौवारिकनिर्दयोक्त्यपरुषं निःसीमशर्मप्रदम् ॥ ७५ ॥

शं नो मित्रः शं वरुणः शं नो भवत्वर्यमा ।
शं न इन्द्रो बृहस्पतिः शं नो विष्णुरुरुक्रमः ॥ ७६ ॥

## २१. स्तुतिपद्यानि.

करबदरसदृशमखिलं भुवनतलं यत्प्रसादतः कवयः ।
पश्यन्ति सूक्ष्ममतयः सा जयति सरस्वती देवी ॥ १ ॥

लाभस्तेषां जयस्तेषां कुतस्तेषां पराजयः ।
येषामिन्दीवरश्यामो हृदयस्थो जनार्दनः ॥ २ ॥

---

१ અર્યમન્ ને પૂષન્ નો પ્ર૦ ૫૦ ૫૦ [illegible] દીર્ઘ થાય છે. પૂષા-પૂષણૌ-પૂ-

मेघश्यामं पीतकौशेयवासं श्रीवत्साङ्कं कौस्तुभोद्भासिताङ्गम् ।
लक्ष्मीकान्तं पुण्डरीकायताक्षं विष्णुं वन्दे सर्वलोकैकनाथम् ॥ ३ ॥

शान्तं पद्मासनस्थं शशधरमुकुटं पञ्चवक्त्रं त्रिनेत्रं
शूलं वज्रं च खड्गं परशुमपि वरं दक्षिणाङ्गे वहन्तम् ।
नागं पाशं च घण्टां डमरुकसहितं चाङ्कुशं वामभागे
नानालंकारदीप्तं स्फटिकमणिनिभं पार्वतीशं भजामि ॥ ४ ॥

रत्नैः कल्पितमासनं हिमजलैः स्नानं च दिव्याम्बरं
नानारत्नविभूषितं मृगमदामोदाङ्कितं चन्दनम् ।
जातीचम्पकबिल्वपत्ररचितं पुष्पं च धूपं तथा
दीपं देव दयानिधे पशुपते हृत्कल्पितं गृह्यताम् ॥ ५ ॥

असितगिरिसमं स्यात्कज्जलं सिन्धुपात्रे
सुरतरुवरशाखा लेखनी पत्रमूर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं
तदपि तव गुणानामीश पारं न याति ॥ ६ ॥

महेश्वरे वा जगतामधीश्वरे जनार्दने वा जगदन्तरात्मनि ।
तयोर्न भेदप्रतिपत्तिरस्ति मे तथापि भक्तिस्तरुणेन्दुशेखरे ॥ ७ ॥

यं ब्रह्मा वरुणेन्द्ररुद्रमरुतः स्तुन्वन्ति दिव्यैः स्तवै-
र्वेदैः साङ्गपदक्रमोपनिषदैर्गायन्ति यं सामगाः ।
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनो
यस्यान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥ ८ ॥

रामो राजमणिः सदा विजयते रामं रमेशं भजे
रामेणाभिहता निशाचरचमू रामाय तस्मै नमः ।
रामान्नास्ति परायणं परतरं रामस्य दासोऽस्म्यहं
रामे चित्तलयः सदा भवतु मे भो राम मामुद्धर ॥ ९ ॥

इतो न किंचित् परतो न किंचिद्
यतो यतो यामि ततो न किंचित्
विचार्य पश्यामि जगन्न किंचित्
स्वात्मावबोधादधिकं न किंचित् ॥ १० ॥

---

# ગદ્યપદ્યસંગ્રહ પર ટિપ્પણી.



૧.—वनोद्देशे—(उद्देशः=સ્થાન ) વનસ્થાનમાં. चटकदम्पती (चटकः–ચકલો + दम्पती, द्वन्द्वस०, जाया च पतिश्च जायापती जम्पती दम्पती वा )–ચકલાનું જોડું. निलयः–સ્થાન. घर्मार्तः ( घर्मेण आर्तः. आर्त=आ + ऋत, ऋ નો ભૂ० કૃ०. સંધિમાં ऋના ગુણને બદલે વૃદ્ધિ થઈ છે. )–ધામથી પીડાયલો. मदोत्कर्षात् ( उत्कर्षः=આધિક્ય )–અતિશય મદથી. पुष्करम्–સૂંઢ. विशीर्णानि ( वि + शृ ૯ ગ० ૫ર० નો ભૂ० કૃ० )–ભાગ્યા. आयुःशेषतया=आयुः शेषो ययोस्तौ आयुःशेषौ तयोर्भावः आयुःशेषता तया. આવરદા બાકી હતું તેથી. चटकौ=चटकश्च चटकी च આ एकशेप સમાસ કહેવાય છે. हंसी च हंसश्च हंसौ, भ्राता च स्वसा च भ्रातरौ, पुत्रश्च दुहिता च पुत्रौ, माता च पिता च पितरौ, श्वश्रूश्च श्वशुरश्च श्वशुरौ એ એવા બીજા एकशेष સમા० ના દાખલા છે. मातापितरौ, श्वश्रूश्वशुरौ પણ થાય છે. कथमपि=દૈવયોગે. विशेषः–વધારો, તફાવત. श्लेष्माश्रु ( श्लेष्मन् પું०–લીંટ )–લીંટ સાથે મિશ્ર થયલું આંસુ ( मध्यमपदलोपी સમા०, श्लेष्मणा मिश्रितमश्रु श्लेष्माश्रु ). गजापसदस्य–( अपसद–नीच ) ગજોમાં નીચનો; દુષ્ટ ગજનો. अन्यजातयुद्भवः–જેનો જન્મ અન્ય જાતિમાં થયો છે એનો. विधेयज्ञः ( उपपदस०, विधेयं जानातीति विधेयज्ञः )—શું કરવું જોઈએ તે જાણનાર. सुहृद्भूता–મિત્ર જેવી. स्फोटनम्–ફોડવું તે. मतिशालिभिः–मत्या शालन्ते शोभन्ते ते मतिशालिनस्तैः–બુદ્ધિથી પ્રકાશનારા વડે; બુદ્ધિપ્રભાવવાળા વડે. न विकल्पन्ते–શંકાવાળા થતા નથી, નિશ્ચિત થાય છે. नयाः=નીતિવિચારો. कियन्मात्रः ( कियती मात्रा यस्य सः )–શી ગણત્રીમા ? वराकः–ક્ષુદ્ર. 'બાપડો' એવો પણ અર્થ થાય છે; આ સ્થળે 'ક્ષુદ્ર' 'નીચ' ના અર્થમાં છે. लालसः–આતુર. चञ्चू (સ્ત્રી०)–ચાંચ. सपरिकरस्य=અનુયાયિસહિતનો. गर्तः–तम्–र्ता–ખાડો. समवायः–સમુદાય, સંઘાત. पञ्चत्वं यास्यति=મરણ પામશે ( પાંચ તત્ત્વમાં જશે ). मण्डूकः–દેડકો. दर्दुरः–દેડકો.

૨.—क्रियतां समयधर्मः—કરાર પ્રમાણે વર્તવું એમ કબૂલ કરો. समय–કરાર. धर्म શબ્દ બહુ० ને અન્તે હોય ને પૂર્વે એકજ પદ હોય તો તેનું धर्मन् થાય છે; कल्याणधर्मा, मनुष्यधर्मा; પણ परमस्वधर्मः. क्षुत्क्षामकण्ठः—ક્ષુધાથી ક્ષય પામ્યો છે–સુકાઈ ગયો છે કંઠ જેનો એવો.

क्षाम એ क्षे ૧ ગ૦ ૫૦ નો ભૂ૦ કૃ૦ છે (क्षायो मः ।८।२।६३ क्षेમાં त પ્રત્યયનો म થાય છે). सृक्किणी परिलेलिह्यमानः—' प्रान्तावोष्ठस्य सृक्किणी ' इत्यमरः–सृक्किन् (ન૦) ઓઠના વામ ને દક્ષિણ છેડા. परिलेलिह्यमान.–વારંવાર ચાટતો; लिह् ના यङन्त રૂપનો वर्त० कृ०. भर्त्सयन्—સામાન્ય રીતે भर्त्स् આત્મ૦ છે. विश्वासस्थाने—તું પાછો આવીશ એવી ખાતરી થાય તેને માટે.

૩—दायादः—दायमादत्ते इति दायादः–સગો, દાય-વારસો લે તે. अरघट्टघटीम्—अरः–આરો (પૈડાનો); अरैर्घट्यते रच्यते इति अरघट्टः–રેંટ. आहूतवान्—आह्वे (૧ ગ૦ ઉ૦) નો ભૂ૦ कृ० आहूत. તે कर्मणि છે ને તેને वत् લગાડવાથી कर्तरि થાય છે. ह्वे નું પરોક્ષ ભૂ૦ મા સમ્પ્રસારણ થાય છે. जुहाव–हूयात्–ह्वासीष्ट (આશીર્લિઙ્), अहूत्, अह्वास्त (लुङ्) परिणतवयाः–परिणतं वयो यस्य सः पश्चिमे वयसि वर्तमानो वृद्ध इति यावत्. कवलितम्—कवलोऽस्य संजात इति–કોળીઓ કરાયું.

૪.—अवनि (સ્ત્રી૦ –પૃથ્વી. (अवनी સ્ત્રી૦ પણ છે). सादरमभाणि—सादरम्=આદર સાથે; बहु०, क्रियाविशे० अभाणि–भण् નું અદ્ય૦ ભૂત૦ कर्मणि तृ० ए०. स्थविरे=હે વૃદ્ધ સ્ત્રી. वैश्यवरः=वैश्येषु वरः (सप्त० तत्पु०, આવે સ્થળે-નિર્ધારણના અર્થમાં षष्ठी तत्पु० પ્રતિષિદ્ધ છે). नन्दिनी–પુત્રી. व्यवहारी–વેપારી. उपयेमे–પરણ્યો. सोदरः–ભાઈ; समानमुदरं यस्य सः, समान નો स થયો છે. प्रवहणम्–વહાણ पोतः–વહાણ. अभिप्रतस्थे–(समवप्रविभ्यः स्थः ।।१।३।२२) सम्, अव, प्र, ને वि ની પછી स्था ને આત્મનેપદ પ્રત્યયો લાગે છે. कल्लोलः–મોટું મોજું मालिका–સમૂહ धात्रीभावेन कल्पिताहम्–ધાવ તરીકે થયલી હું. फलकम्–પાટીઉં. परां काष्ठामधिगता–અતિસીમાએ પહોંચેલી. विचेतना–विगता चेतना यस्याः सा. प्रच्छायशीतले–પ્રકૃષ્ટ छाया यस्य तत् प्रच्छायं प्रच्छायं च तत् शीतलं च प्रच्छायशीतलं तस्मिन् (विशेषणसमास. कर्म० स०). પૂર્વપદ બહુવચનના અર્થમાં હોય એવા तत्पु० ને અન્તે छाया નું छाय થાય છે; इक्षूणां छाया इक्षुच्छायम् जनपदगामिनम् (जनपद गच्छतीति जनपदगामी तम्)–દેશમા જતાં वारणः–હાથી. प्राद्रवत्–નાસી ગઈ. गुल्मकः–कम्–સમૂહ. कण्ठीरवः–કેસરી; સિંહ; (कण्ठी સ્ત્રી૦–કંઠ). आददति (स० पु० ब० आददत् आ+दा ३ ગ૦ ५२० ના वर्त० कृ० નું). शास, जक्ष, चकास, जागृ, ને दरिद्रा તેમજ ૩ ગ૦ ના ધાતુઓ, જેના રૂપમાં तृ० ब० व० માંના

પ્રત્યયનો નકાર લોપાય છે, તેને સર્વનામસ્થાનમાં નકાર આવતો નથી, ને ન૦ પ્ર૦, દ્વિ૦, ને સં૦ ના વ૦ વ૦ માં વિકલ્પે આવે છે–ददत्, ददतौ, ददतः ददतम्, ददतौ. न० प्र० ददत्–ददती–ददति, ददन्ति. दन्तावलः–હાથી. (वल–મત્વર્થીય પ્રત્યય; વાળો. અન્ત્ય अ દીર્ઘ થયો છે. कृषीवलः–ખેડુત, એમાં પણ इ દીર્ઘ થયો છે). समासीनेन=(सम् + आस નો વર્ત૦ કૃ૦ समासीन) બેઠેલા વડે. निकटः–म्–સામીપ્ય; અવ્ય૦–પાસે.

૫.—भूरि–બહુ. वननित्यः–नित्यः=आसक्तः. इष्टि–યજ્ઞ. क्रोशतः–क्रुश् ૧ ગ૦ ૫૦–બૂમ પાડવી. ब्रह्माहितम्–ब्रह्म–બ્રાહ્મણનું સામર્થ્ય, તપોબળ, બ્રહ્મતેજ. धास्यति–ધાવશે. धे० ૧ ગ૦ ૫૦ (धयति)=ધાવવું. स्तनंधयः–બાળક. आस्ये–મુખમાં. दिवौकसः–द्यौः ओकः येषां ते दिवौकसः। पृषोदरादित्वात् साधुः. પૃષોદરાદિ વર્ગમાં છે, તેથી સાધુ–દોષરહિત પ્રયોગ છે. दिवोकस ને બદલે दिवौकस થયું છે.

૬.—सकलाः—(બહુ૦ कलाभिः अंशैः सहिताः)–સઘળી, બધી. गन्धगजकुमारकम्–गन्धप्रधानो गजः गन्धराजः (मध्यमपदलोपी स०)–ઉત્તમ વર્ગના હાથી; હાથીના ગંડસ્થળ–લમણામાંથી તે જુવાનીમાં ને મદમાં હોય છે ત્યારે સુગંધીદાર રસ નીકળે છે તે રસ મદ કે દાન કહેવાય છે. कुमारक માં क વાત્સલ્યવાચક પ્રત્યય છે. वारिबन्धात्–ગજશાળામાંથી; वारि–री (સ્ત્રી૦)–ગજબન્ધનસ્થાન. अवगतसकलकलाकलापम्–૧ પ્રાપ્ત કર્યો છે સકળ કળાનો સમૂહ જેણે; જે સકળ કળા–હુન્નર શીખ્યો છે એવો કુમાર; ૨ જેણે સકળ કળા પ્રાપ્ત કરી છે એવો ચન્દ્ર. सफलताम्–फलेन सहितानि सफलानि तेषां भावस्तत्ता ताम्. एवं संपिण्डितेनामुना–प्रवर्धसे=એ પ્રમાણે એકઠા થયલા–સર્વાળો કરતાં થયલા–આ સોળ વર્ષે વડે તું વૃદ્ધિ પામે છે–તું સોળ વર્ષનો થયો છે એ ખુશીની વાત છે. नियन्त्रणम्–બન્ધન. ललितम्–ક્રીડા; ભાવના અર્થમાં लल्नો ભૂ૦ કૃ૦. जवः–વેગ त्रिभुवनाश्चर्यमिति कृत्वा–ત્રણ ભુવનમાં આશ્ચર્યકારક છે એમ વિચારીને. उच्चैःश्रवस् પું૦–ઇન્દ્રનો અશ્વ. एवंविधः–બહુ૦, एवं विधा प्रकारो यस्य सः. परिचारार्थम्–परिचाराय इदं यथा स्यात् तथा (ચતુ૦ તત્પુ૦, ક્રિયાવિશે૦ છે). अभिरूप–સુંદર, રમણીય. कुलक्रमागत–વંશપરંપરાથી ઊતરી આવેલું. शिरसि कृत्वा–માથે ચઢાવીને. ध्वानः–ધ્વનિ, અવાજ.

૭.—दर्शनार्थम्—दर्शनाय इदं यथा स्यात् तथा; ચતુ૦ તત્પુ૦ છે ને તે आगतम् ક્રિયાનું વિશેષણ છે. अर्थ શબ્દ ચતુ૦ વિ૦ સાથે સમાસ પામે

છે, તે તત્પુરુષ સમાસ છે. એ *નિત્ય સમાસ* કહેવાય છે. જે સમાસનો વિગ્રહ થાયજ નહિ કે સમાસમાં આવેલાં પદથી ન થાય એવો અસ્વપદ-વિગ્રહ સમાસ તે નિત્ય સમાસ છે. खट्वारूढ- એ નિત્ય સમાસ છે. એનો વિગ્રહ થતો નથી. એનો અર્થ जालम, नीच છે. વિદ્યાર્થીએ ભૂમિ પર સૂવું જોઈએ તે ખટ્વા-ખાટલા પર સૂએ તો નીચ કહેવાય. આ શબ્દ પૂર્વે સમયના વિદ્યાર્થીના ધર્મનો ખ્યાલ કરાવે છે. अर्थ સાથેનો સમાસ વિશેષણ છે, ને એને વિશેષ્ય પ્રમાણે લિંગ લાગે છે. વળી दर्शनार्थम् ની પેઠે ક્રિયાનું પણ વિશેષણ હોય છે. 'अर्थेन सह नित्यसमासो विशेष्यलिङ्ग च'. 'अविग्रहः अस्वपदविग्रहो वा नित्य-समासः'. अमात्यः—अमा सह ( राज्ञा ) भवः अमात्यः, अमा અવ્ય૦; अमावास्या-अमा सह वसत. सूर्याचन्द्रमसौ यस्यां तिथौ सा. केवलं च= માત્ર એનો સમ્બન્ધ આગળ इति विस्तरेणाभिधीयते સાથે છે=इति=इति हेतोः, એ કારણથી, માત્ર આવાં સ્વાભાવિક કારણો છે તેથી. अभानु-भेद्यम्—भानुना भेद्य भानुभेद्यम्; न भानुभेद्यमभानुभेद्यम् નત્રતત્પુ૦; સૂર્યથી ભેદાય નહિ એવું. यौवनप्रभवम्=यौवनं प्रभवो यस्य तत्; જુવાની જેનું ઉત્પત્તિસ્થાન છે એવું અંધારૂં-અજ્ઞાન. એ અંધારૂં સામાન્ય અંધારાથી જુદું છે સામાન્ય અંધારૂં સૂર્યકિરણથી ભેદી શકાય છે, રત્નના આલોકથી-તેજથી ઉચ્છેદી શકાય છે, પ્રદીપની પ્રભાથી દૂર કરી શકાય છે, ને અતિગહન નથી. यौवनप्रभव तमः—એ ઉપમેય છે ને સાધારણ तमस् એ ઉપમાન છે ઉપમાન કરતાં ઉપમેયનું આધિક્ય કહ્યું છે, માટે વ્યતિ-રેક અલંકાર છે. अपरिणामोपशमः—પરિણામે શાન્તિ ન થાય એવો. दारुण-ભયંકર. रागमलावलेपः=રાગરૂપી મેલથી ઉત્પન્ન થતો ગર્વ. अज्ञानशौचवध्यः=જ્ઞાનની પવિત્રતાથી જેનો નાશ ન થાય એવો गर्भे-श्वरत्वम्-ગર્ભથીજ ઈશ્વરત્વ-આધિપત્ય अविनयाना...समवायः= एषामेकैकमप्यविनयानामायतनं समवाय ( એ બધાનો સમૂહ ) अविनया-नामायतनमिति किमुत ( किं वक्तव्यम् )-એમાંનું એકેક પણ અવિનયનું સ્થાન છે, તો એનો સમુદાય તો અવિનયનું સ્થાન થાય એમાં કહેવુંજ શું ? આ કૈમુતિક ન્યાય કહેવાય છે. કૈમુતિક ન્યાયે એ બધાં કારણો એકઠાં થયે અવિનયને ઉત્પન્ન કરનાર થાય એમાં નવાઈજ શી એવો અર્થ છે. अभिनव यौवनं यस्य सः अभिनवयौवनः तस्य भावः अभिनव-यौवनत्वम्. એજ પ્રમાણે अप्रतिमरूपत्वम् ને अमानुषशक्तित्वम् નો વિગ્રહ કરવો. कालुष्य—મેલ. कलुष-ડોળાયલું भवादृशाः-भवादृश-श-क्ष

એવા ત્રણ શબ્દ છે. એજ પ્રમાણે तादृश-दृक्ष વગેરે શબ્દ છે. अपगतमल—मलः-लम्- ૧ મેલ, કચરો. માલિન્ય, મલિન વિચાર. गभस्ति (પુ૦, સ્ત્રી૦)-કિરણ. कल्याणाभिनिवेशी-कल्याणे अभिनिवेशः कल्याणाभिनिवेशः। सोऽस्यास्तीति कल्याणाभिनिवेशी. તત્પુ૦ ને इन् પ્રત્યય લાગ્યો છે. કલ્યાણને વિષે જેનો અભિનિવેશ-આગ્રહ છે. रागः= ૧ રંગ; ૨ અનુરાગ. एकान्तवक्रता=૧ અત્યન્ત વાંકાપણું; ૨ અત્યન્ત વાંકે માર્ગે જવું તે. चञ्चलता=૧ ચપળતા; ૨ અસ્થિરતા. मोहनशक्ति= ૧ મોહ પમાડે-બેભાન કરે એવી શક્તિ; ૨ મનને મોહ પમાડે એવી શક્તિ. मद=૧ કેફ; ૨ અભિમાન. नैष्ठुर्य=૧ સખ્તાઈ; ૨ નિર્દયતા. આ પ્રમાણે શ્લેષાલંકારથી બે અર્થો લેવાના છે; એક લક્ષ્મીને ને બીજા પારિજાત આદિને લાગુ પડે છે. शकलः-ખંડ. कालकूटम्-વિષ. विरहविनोदचिह्नानि-વિયોગથી થતી પીડા દૂર કરવાનાં ચિહ્નો. प्रपलायते-अय् ૧ ગ૦ આત્મ૦ ની પૂર્વે परा ઉપસર્ગ હોય તો र् નો ल् થાય છે. अय् आमयुक्त પરોક્ષ૦ લે છે; अयांचक्रे-यमूव-आस. अभिजनः-ઊંચુ કુળ. कामम्-ભલે. समारोपित°-જેના ઉપનયન આદિ સંસ્કારો-દેહશુદ્ધ કરવાના વિધિ-પિતાએ કર્યા છે તે. तरल-અસ્થિર, ચપલ अप्रतिबुद्ध-બોધ-જ્ઞાન થયું નથી એવું. मुखरीकृतवान्-શબ્દાયમાન કર્યો, બોલાવ્યો. ભૂતકૃદન્તને वत् પ્રત્યય લગાડવાથી કર્તરિ અર્થ થાય છે. कृतं मयेदम्; कृतवानहमिदम्. ક્રિયાપદ અકર્મક હોય તો અર્થમાં ફેર પડતો નથી. गतोऽहं ग्रामम्, गतवानहं ग्रामम्-એ બન્નેનો એકજ અર્થ છે-હું ગામ ગયો. इदमेव=पुरपमिय दुर्विनीता लक्ष्मीः राजीकरोतीति. धुर्-ધુસરી, રાજ્યકારભાર. સમાસને અન્તે पुर् ને धुर् શબ્દને अ પ્રત્યય લાગે છે; विष्णुपुरम्, राज्यधुरा. विजयस्व-जि ધાતુ वि ને परा ઉપસર્ગ સાથે આત્મનેપદી છે. ('विपराभ्यां जे'-वि ને परा પછી जि નું આત્મનેપદ છે). सिद्धादेशः-જેનો આદેશ સિદ્ધ-સફળ થાય છે એવો.

૮.—श्रुतिस्मृतिभिर्गृहीतपरमात्मलक्षणम्=વેદ ને સ્મૃતિઓથી પરમાત્માનું લક્ષણ-સ્વરૂપ જે સમજ્યો છે તેને. परमहंसपरिव्राट्—ચાર પ્રકારના ભિક્ષુ છે, કુટીચક, બહૂદક, હંસ, ને પરમહંસ; તેમાં પૂર્વપૂર્વના કરતાં ઉત્તરોત્તર ઊંચા પ્રકારના છે; આ રીતે પરમહંસ એ સર્વોત્તમ ભિક્ષુ છે. न हि°-જેમ નદીનો આ કાંઠો બળી ગયો હોય તો નદીને પાર તરવા કોઈ ઇચ્છતું નથી, તેમ મૃત શરીરને પક્ષીઓ ખાઈ જાય છે કે તે ભૂતિકારૂપ પામે છે ત્યારે સંસારમાંથી ઉદ્ધાર પામવા કોઈ ઇચ્છતુ નથી.

તું કેમ ઇચ્છે છે? पार ને अवर એ કિનારા પરથી पारावारः=સમુદ્ર. ग्राहः-મગર. वयस् (न०)-પક્ષી. साध्ववादीः-હવે તું બરોબર કહે છે; પૂર્વે કેમ ખોટું કહ્યું કે હું અમુક વંશનો બ્રહ્મચારી કે ગૃહસ્થ હતો ને હવે પરમહંસ પરિવ્રાટ્ છુ? मृषोद्यम्-જૂઠું વચન. अदोन्वयः-असौ अन्वयः यस्य सः, આ છે અન્વય-વંશ જેનો એવો. प्रत्यभ्यज्ञासीः-જેને ભિન્ન જાતિ, ભિન્ન અન્વય, ને ભિન્ન સંસ્કાર છે તેને જાતિ, અન્વય, ને સંસ્કારથી રહિત જે આત્મા તે તરીકે તેં ઓળખ્યો.

૯.—पङ्गु—લંગડો (સ્ત્રી૦ पङ्गूः-पङ्ग्वी). परमानन्दमाधवम्—પરમ આનન્દસ્વરૂપ વિષ્ણુ. मा=लक्ष्मी તેના धव=પતિ. सत्, चित्, ने आनन्द એ ત્રણ બ્રહ્મનાં સ્વરૂપ છે. बकः-બગલું. लालयेत्-लल् ૧ ગ૦ ઉ૦-ક્રીડા કરવી. એના પરથી ललना (સ્ત્રી૦)-સ્ત્રી એ શબ્દ આવ્યો છે. ૧૦ ગ૦ ઉ૦-લાડ લડાવવું. सुगन्धिना-गन्धनी પૂર્વે उद्, पूति, सु, सुरभि, ने ઉપમાન વાચક શબ્દ હોય તો बहु० ने અન્તે गन्धनું गन्धि થાય છે. वञ्चनम्-ઠગાઈ. कार्यकाले=વાપરવાને વખતે सिता-ખાંડ.

૧૦.—अर्कः-સૂર્ય. लोकपालः-દિક્પાલ, દિશાના રક્ષક દેવ. तपनः-સૂર્ય. वैश्रवणः-કુબેર. वित्ताप्पत्योः=वित्तपति એટલે ધનેશ, કુબેર, ને अप्पति=જલદેવ, વરુણ. द्वन्द्वान्ते श्रूयमाणं पदं प्रत्येकं संबध्यते (पति શબ્દ वित्तापः એ द्वन्द्व સમાસને અન્તે સંભળાય છે, તે પ્રત્યેક પદ સાથે સંબન્ધ રાખે છે; અર્થાત્, वित्तपति ने अप्पति, એવો અર્થ સમજવો). व्यलीकेन-કપટથી. द्रुतम् જલદી. विद्रुत-નાસી ગયલું मनुष्य इति-મનુષ્ય છે એમ માનીને. दुरुपसर्पणम्-દુઃખે પાસે જઈ શકે એવો.

૧૧.-इक्ष्वाकु-ઇક્ષ્વાકુ રાજાનો વંશજ. बीजमुष्टिः प्रकीर्यते=બીજની મુઠી વિખેરાતી નથી; બી રોપાતા નથી. (फलकाले लुण्टाकशङ्कया=ફળને સમયે લુટારાઓના ભયથી). पितुः पुत्रो-वशो=પુત્ર પિતાને વશ ને ભાર્યા પતિને વશ રહેતી નથી; કેમકે આજ્ઞાનું ઉલ્લંઘન કરનારને કોઈ દંડનાર નથી अत्याहितम्=મોટું ભય. 'अत्याहितं महाभीतिः' इत्यमरः विषाणिनः-પ્રશસ્ત દન્તવાળા. दर्पनः-नम्-ઘર્પ. क्षेम-કલ્યાણકારક, સહીસલામત. पण्यम्-માલ. विभजन्-વિભાગ કરતો, વહેંચી આપતો. स्वकम्=જીવન. सत्यं च धर्मश्च=સત્ય ને ધર્મનો પ્રવર્તક. महता वृत्तेन=યમમાં દંડમાત્ર ગુણ છે, કુબેરમાં ધનદત્વ છે, ઇન્દ્રમાં પાલન, ને વરુણમાં સદાચારમાં નિયમન છે; પણ રાજામાં ચારે હોવાથી, પોતાના મોટા આચરણથી એ ચારેથી ચઢીઆતો છે.

૧૨—नाना (અવ્ય૦)–ભિન્ન ભિન્ન. व्यालः-હાથી, સર્પ. संनिकृष्ट–પાસેનું. संयताञ्जलिः-બદ્ધ છે અંજલિ-નમસ્કારાર્થે હાથ જોડવા તે-જેણે. परवान् स्मि—स्थिते=તમે છો એટલે સો વર્ષ પર્યન્ત પણ હું પરવાનજ–તમને આધીનજ છું; કદાચિત્ પણ સ્વતન્ત્ર નથી. यथावत्-ઘટે તેમ. संकाश-સદૃશ. सुरभि-મનોહર. भावित-પવિત્ર चक्रवाकः-ચકવો. એ પક્ષી રાત્રે સ્ત્રીથી જુદુ પડે છે. प्रांशु-ઊંચું. पक्षिणा=जटायुषा. कन्दरा-ગુફા आसन्न=સમીપ.

૧૩—भरतर्षभ-भरतेषु ऋषभः भरतर्षभस्तत्संबुद्धौ भरतर्षभ. ભરતોમાં-ભરતના વંશજોમા શ્રેષ્ઠ. ऋषभ, शार्दूल, सिंह, पुङ्गव વગેરે શબ્દો સમાસના ઉત્તરપદમા શ્રેષ્ઠના અર્થમા વપરાય છે. 'स्युरुत्तरपदे व्याघ्रपुङ्गवर्षभकुञ्जराः। सिंहशार्दूलनागाद्याः पुंसि श्रेष्ठार्थगोचराः॥' (સમાસના ઉત્તર પદમાં व्याघ्र, पुङ्गव, ऋषभ, कुञ्जर, सिंह, शार्दूल, नाग આદિ શબ્દો પુલિંગમા શ્રેષ્ઠાર્થવાચક છે) 'उपमितं व्याघ्रादिभिः सामान्याप्रयोगे' (ઉપમિત-ઉપમેય व्याघ्र વગેરે શબ્દો સાથે સમાસ પામે છે સામાન્યનો—સાધારણધર્મનો પ્રયોગ ન હોય ત્યારે) पुरुष व्याघ्र इव पुरुषव्याघ्र; પણ पुरुषः व्याघ्र इव शूरः એમા शूरः એ સામાન્યનો પ્રયોગ, છે, માટે સમાસ થતો નથી, વાક્યજ રહે છે. नृसोम=ना सोम इव. श्रीः=રૂપ, ઔદાર્ય વગેરે શોભા. पद्मा=ધનસમૃદ્ધિ. मकरध्वजस्य-પ્રદ્યુમ્નની. प्रगल्भे=વાગ્મી પુરુષમા; છટાદાર બોલનારને વિષે. देवपरे=देवः पर. प्रधानं वस्तु यस्य सः देवपरः तस्मिन् देवपरे. उदीर्ण—ઉદાર-ઉચ્ચ સ્વભાવવાળું (उद्+ईर् ૨ ગ૦ આ૦ નો ભૂ૦ કૃ૦) सांकरिके=જાતિનો સંકર-મિશ્રણ જેનામાં છે એવાને વિષે. असूयक-અસૂયા કરનાર, દોષ કાઢનાર. कृतात्मन्—જિતેન્દ્રિય, પવિત્ર. स्वाध्यायनित्य-વેદાધ્યયનમાં આસક્ત; नित्य-નિમગ્ન संगुप्तमनोरथेषु-જેમના મનોરથ છૂપા છે, જેમના મનમાં કંઈ છે ને દર્શાવે છે કંઈ, તેમને વિષે.

૧૪.—तनूरुहः—કેશ. आकीर्ण (आ+कृ ૬ ગ૦ ૫૦ નો ભૂ૦ કૃ૦) વ્યાપ્ત तपस्विनी—બિચારી (અનુકંપાવાચક છે). कृच्छ्रम्—સંકટ. भेषजम्—ઔષધ. कल्यगता—कल्यं प्रातरहर्मुखं वा; સવારે शाकुनिघ्नेन-शाकुनि हन्तीति शकुनिघ्नस्तेन; પારધિએ. अग्निसाक्षिकम्—अग्नि साक्षी यस्मिंस्तत्. एतत्—भर्ता हि शरणं परमित्येतत्. स्तबकः—ગુચ્છો.

१५.—ऋच्छति—ऋ ( ऋच्छ् ) १ ग० प० वर्त० ३ पु० ए० व०.

१६.—त्रैविद्यवृद्धान्—तिस्रो विद्या अधीयते विदन्ति वा त्रैविद्याः तेषु वृद्धास्तान्-त्रणु वेद જાણનારાઓમાં વૃદ્ધ. परावरज्ञाः—परं च अवरं च परावरे ते जानन्तीति-ભૂત ને વર્તમાન જાણનાર. एवं प्रवृद्धं-शरीरात्= एवं प्रवृद्धं सकलं मनोजं संतापनीयं शरीरात् प्रणुदन्—दूरीकुर्वन्नित्यर्थः,

१७.—भैषज्यमेतद्—°चिन्तयेत्=यदेतत् ( दुःखं ) नानुचिन्तयेत् तदेतत् अनुचिन्तनमित्यर्थः दुःखस्य भैषज्यम्=પુરુષે દુખનું અનુચિન્તન ન કરવું—વિચાર ન કર્યા કરવો એ દુઃખનું ઔષધ છે. દુઃખનું જે અનનુચિન્તન છે તે એ દુઃખનું ઔષધ છે. गृध्येत्—લોભ કરવો. स्निग्धत्वं—°मप्रियम्=ઇન્દ્રિયોના અર્થને એટલે વિષયોને વિષે મોહથી આસક્તિ એ અપ્રિય, મરણજનક છે. सर्वे क्षयान्ताः—जीवितम्=સર્વ સંચય ક્ષયને વિષે જેનો અન્ત છે એવા છે; સર્વ ઉન્નતિનો પતનમા અન્ત થાય છે (ચડે છે તે પડે છે એવી કહેવત છેજ ), સર્વ સંયોગનો અન્ત વિયોગમાં ને જીવિતનો મરણમા થાય છે. वयो गच्छन्न तिष्ठति-વય જતું અટકતું નથી; वयोऽगच्छन् न तिष्ठति એવો પાઠ હોય તો—વય ગયા વગરનું રહેતું નથી; જાય છે જ. अध्यात्मरतिः-आत्मनीत्यध्यात्मं ( વિભક્તિના અર્થમાં અવ્ય० स० ), अध्यात्मं रतिर्यस्य सः. निरामिषः-વિષયલાલસા જેની જતી રહી છે એવો.

१८.—पुत्रक—પ્રિય પુત્ર. गुहां प्रविष्टम्—હૃદયના ઉંડાણમાં રહેલો. न हि प्रतीक्षते...कृतम्=એનું કામ પૂરૂં થયું છે કે નહિ તેની મૃત્યુ વાટ જોતું નથી. अस्य कार्यं कृतं वा न वेति मृत्युः न प्रतीक्षते. न देहभेदे—विजानताम्=દેહનો ભેદ થયે મરણ ન જાણો પ્રાણી મરી જાય છે એમ કહીએ છીએ તે મરણ નથી, માત્ર દેહભેદ છે, એક દેહમાંથી આત્મા બીજા દેહમાં જાય છે. न तेन किंचिन्न प्राप्तम्—तेन किंचिन्न प्राप्तमिति न अपि तु प्राप्तमेव. द्वौ नञौ प्रकृतार्थं दृढीकुर्वतः—બે નકાર પ્રકૃતાર્થને દઢ કરે છે.

१९.—बाष्पगद्गदम्—बाष्पैः गद्गदं यथा स्यात् तथा; આંસુઓને લીધે ગદ્ગદ; અક્ષર વિશીર્ણ થાય, તૂટી જાય, ન સમજાય એવી રીતે. अयः—લોઢું. कैव कथा शरीरिषु—ચેતનોને વિષે તો કહેવુંજ શું; ચેતન પદાર્થો શોકથી તપે ત્યારે નરમ થાય એમાં તો કહેવુંજ શું? हन्त—વિષાદવાચક છે; અરેરે! प्रहरिष्यतः—પ્રહાર કરવા ઇચ્છતાનું. अथवा—પક્ષાન્તર.

વાચક. हिमसेकविपत्ति—હિમના—આકળના વરસાદથી મરણુ છે જેનું એવી पूर्वनिदर्शनम्—પૂર્વ દ્દષ્ટાંત. अशनिः कल्पित एष वेधसा—આ માળા વિધિએ વજ્ર કલ્પી છે. अशनिः એ વિધેય છે ને વાકયમાં [1]વિધેય પ્રધાન છે તેથી एषः પું૦ માં છે. विधेयप्राधान्यादेष इति पुंलिङ्गता. विटपः—ડાળી. कृतपूर्वम्—पूर्वं कृतं कृतपूर्वम्, सुप्सुपसमास. शब्दपतिः—शब्देन पतिः न त्वर्थेन, નામનો ધણી. भावनिबन्धना—ભાવ એટલે સ્વભાવ જેનો આશ્રય છે એવી; સ્વાભાવિક. शर्वरी—રાત્રી. द्वन्द्वचर—સ્ત્રીપુરુષ સાથે ફરનાર. ચકવો ને ચકવી હમેશ સાથે ફરે છે ને રાત્રે જુદાં પડે છે. पतत्रिणम्—પક્ષીને; ચક્રવાકને. पतत्र (ન૦)-પાંખ. वामोरु—वामौ सुन्दरौ ऊरू जङ्घे यस्याः सा वामोरूः तत्संबुद्धौ वामोरु (સ્ત્રી૦ મા સમાસને અન્તે ऊरु નું બહુધા ऊरू થાય છે; જેમકે रम्भोरूः, करभोरूः) कलम्—કાલું; અવ્યક્તમધુર; અસ્પષ્ટ પણ મધુર. संचरः—પથારી अन्यभृतासु—કોકિલાઓમાં. परभृता, अन्यभृता (અન્યથી પોષાયથી) એ કોકિલાવાચક છે; કેમકે કાગડો કોકિલાના-કોયલના ઈંડાં સેવે છે એમ કહે છે; એટલાજ માટે परभृत=(અન્યને પોષનાર) કાક. पृषतीषु—હરણીઓમાં. विलोल—ચપળ, ફરતી. विभ्रमाः—વિલાસ. कलाविधौ—કલાના વિધાનમાં, કલાનો પ્રયોગ કરવામાં. करुणाविमुखेन—विगतं मुखं यस्य सः विमुखः कलाया विमुखः कलाविमुखस्तेन.

૨૦.—अर्थोष्मणा—પૈસાની ગરમીથી. त्रिलोकीतिलकः—त्रयाणां लोकानां समाहारस्त्रिलोकी (समाहारद्विगु) त्रिलोक्यास्तिलकः भूषणं त्रिलोकीतिलक—ત્રણ લોકનું ભૂષણ.

शीतसितया-शीता चासौ सिता च शीतसिता तया-ઠંડી અને શ્વેત (ગંગા), હૃદયને ઠંડક-આનન્દ આપનારી ને ઉજ્જ્વલ કલંકરહિત.

पात्रं पवित्रयति—દીવો પાત્રને (કોડીઆને) અપવિત્ર-મેલું કરે છે; સજ્જનોની સોબત પાત્રને-સોબત કરનારને પવિત્ર-દુષ્ટ વિચારરૂપ મલરહિત-કરે છે. દીવો ગુણોનો (વાટોનો) ક્ષય કરે છે; સાધુસંગ ગુણોનો ક્ષય કરતો નથી, પણ વૃદ્ધિ કરે છે. દીવો સ્નેહ (તેલ) નો નાશ કરે છે; સત્સંગ સ્નેહનો સંહાર-નાશ કરતો નથી દીવો મલ (મેસ) ઉત્પન્ન કરે છે, સાધુસંગમ મલ-પાપ-દુર્વિચારાદિ ઉત્પન્ન કરતો નથી. દીવો દોષાને-

[1] દરેક વાકયના બે વિભાગ છે, જેને વિષે કહ્યું હોય તે ને જે કહ્યું હોય તે. પ્રથમ ભાગ ઉદ્દેશ્ય ને દ્વિતીય ભાગ વિધેય કહેવાય છે

રાત્રિને અન્તે રુચિર સુંદર દેખાતો નથી; સારા માણસોની સોબત દોષોના અન્તને લીધે સુંદર દેખાય છે-સારી સોબતથી પુરુષના દોષો નાશ પામે છે ને તે શોભે છે. દીવો ચળે છે; સાધુસંગમ ચલિત નથી-દૃઢ છે. આ પ્રમાણે સત્સંગ પુણ્યગૃહને વિષે કોઈક અપૂર્વ-અનિર્વચનીય દીપ છે. અન્ય દીપોથી એ દીપને ચઢીઆતો વર્ણવ્યો છે. ઉપમાન કરતાં ઉપમેયનું આધિક્ય વ્યંગ્ય હોવાથી વ્યતિરેક અલંકારનો ધ્વનિ છે.

पवित्रयति ( पवित्रं करोति )—નામધાતુ.

*नार्घन्ति—अर्घो मूल्यमर्घवन्ति न भवन्तीत्यर्थः*—નામધાતુ.

**प्रतिभावतः**—નૈસર્ગિક અપૂર્વ બુદ્ધિવાળાના. प्रतिभा='प्रज्ञा नवनवोन्मेषशालिनी प्रतिभा मता '—નવા નવા અંકુર-પ્રકાશથી શોભતી બુદ્ધિ. એવી ઊંચા પ્રકારની કલ્પનાશક્તિ વગર સારાં કાવ્ય રચી શકાતાં નથી. कस्यचित्-कस्यचिदेव, न सर्वस्य.

**नाकवित्व°**—કવિતા ન બનાવવાથી કંઈ અધર્મ, વ્યાધિ, કે દંડ થતો નથી; પણ (पुनः-વિરોધવાચક છે) નઠારી કવિતાને વિદ્વાનો સાક્ષાત મરણું ( કીર્તિનું મરણ-અપકીર્તિ ) કહે છે.

**व्याख्यागम्यानि°**—કાવ્યો પણ શાસ્ત્રોની પેઠે ટીકાથીજ સમજાય તો સુબુદ્ધિવાળા પુરુષોને તો એ ઉત્સવ છે. પણ અરેરે! નબળી બુદ્ધિવાળા તો બિચારા માર્યાજ ગયા! અર્થાત્, કાવ્યો પ્રાસાદિક, તરત સમજાય એવાં જોઈએ, શાસ્ત્રોની પેઠે દુર્ગમ ને વ્યાખ્યાથીજ સુગમ થાય એવાં ન હોવાં જોઈએ. **दुर्मेधसः**—दुष्टा मेधा येषां ते ( नित्यमसिच् प्रजामेधयोः ॥५।४।१२२॥ नञ् ( अ કે अन् ), दुस्, ને सुथी પર प्रजा ને मेधानुं બહુ૦-માં प्रजस् ને मेधस् થાય છે; अप्रजाः, सुप्रजाः, अमेधाः ઇત્યાદિ ).

**मूर्धजाः**—मूर्धनि जायन्त इति मूर्धजाः केशाः. **जीवमानः**–जीव् १ ગ૦ પર૦ છે, પણ તાચ્છીલ્યના-સ્વભાવના અર્થમાં અહિં આત્મ૦ છે. અહિં 'જીવવાના સ્વભાવવાળો' એવો અર્થ છે. 'ताच्छील्यवयोवचनशक्तिषु चानश्' ॥ ३।२।१२९॥ એ સૂત્ર છે. તાચ્છીલ્યના, વયોવચનના (ઉંમર કહેવાના), ને શક્તિના અર્થમાં आनश् ( आन ) પ્રત્યય થાય છે, એટલે આત્મ૦ વર્ત૦ કૃ૦ નો પ્રત્યય લાગે છે. *भोगं भुञ्जानः*—ભોગ ભોગવવાની જેને ટેવ છે એવું. कवचं बिभ्राणः—કવચ ધારણ કરનાર ( કરવાની ઉમ્મરવાળો ). शत्रून्निघ्नानः—શત્રુને હણવાને શક્તિમાન્.

**भागधेयम्**—भाग एव भागधेयम्. સ્વાર્થવાચક धेय પ્રત્યય છે. પ્રકૃ

તિના (જેને પ્રત્યય લગાડાય તેના) પોતાનાજ અર્થમાં એ પ્રત્યય લાગે છે; અર્થાત્, એથી પ્રકૃતિના અર્થમાં કંઈ ફેર થતો નથી.

नाम एव नामधेयम्. बाल एव बालकः (અહિં क સ્વાર્થવાચક છે). चत्वारो वर्णाश्चातुर्वर्ण्यम् (અહિં य સ્વાર્થવાચક છે). सुखमेव सौख्यम्.

इतरतापशतानि—અરસિક પુરુષોને વિષે રસનો અભિનિવેદ કરવાથી જુદા સેંકડો તાપો.

अस्यां सखे°=આ અન્યોક્તિ કે અપ્રસ્તુતપ્રશંસા કહેવાય છે. અપ્રસ્તુતનું વર્ણન કરી પ્રસ્તુતને લાગુ પાડવામા આવે ત્યારે એ અલંકાર છે. અરસિકને વિષે રસનું નિવેદન કરવું—મૂર્ખની આગળ વિદ્વાનોનું બોલવું—એ બ્હેરાના ગામમાં કોકિલના ટુહુકારના જેવું છે. કોકિલને કહીને વિદ્વાનને કવિ સંભળાવે છે.

दैवहतकाः—दैवं हतं निन्द्यं येषां ते. નિષ્ઠાનો-ભૂતકૃદન્તનો પરનિપાત થયો છે. બહુવ્રીહિમાં કવચિત્ ભૂતકૃદન્તનો પરનિપાત પણ થાય છે, ઉત્તરપદ તરીકે પણ તે આવે છે; જેમકે आहिताग्निः કે अग्न्याहितः (અગ્નિહોત્રી, જે અગ્નિ રાખે છે તે). कलानभिज्ञाः—કલ-અવ્યક્તમધુર ધ્વનિને ન સમજનારા; ૨ કલાને ન સમજનારા.

कृतान्तः—યમ. मनाक् (અવ્ય૦)-લગાર.

लोभश्चेद°—લોભ વહ્નિસમાન છે, પિશુનતા-ચાડી કરવાનો સ્વભાવ ઘણાં પાપની બરાબર છે, ઇત્યાદિ.

विद्यायां व्यसनम्—વ્યસન=આસક્તિ. ગુજરાતીમાં નઠારાજ અર્થમાં વપરાય છે. અર્થ ભ્રષ્ટ થવાનું કે સંકુચિત થવાનું ઉદાહરણ.

भवन्ति नम्रा°—પ્રથમ ત્રણ પાદમાં વિશેષ દાખલા છે. તેનું ચોથા પાદમાં સામાન્યના વર્ણનથી સમર્થન કર્યું છે (તેને ટેકો આપ્યો છે). આમ વિશેષનું સામાન્યથી કે સામાન્યનું વિશેષથી સમર્થન કર્યું હોય તે अर्थान्तरन्यास અલંકાર કહેવાય છે.

ज्ञेयः सोऽर्थान्तरन्यासो वस्तु प्रस्तुत्य किंचन ।
तत्साधनसमर्थस्य न्यासो योऽन्यस्य वस्तुनः ॥

તે અર્થાન્તરન્યાસ જાણવો, જેમાં કોઈક વસ્તુનું વર્ણન કરીને, તેને સાધવા-સિદ્ધ કરવા સમર્થ અન્ય વસ્તુનો ન્યાસ-વર્ણન હોય છે.

पूर्वार्धपरार्धभिन्ना—પૂર્વાર્ધમાં છાયા ઓછી થતી જાય છે. તેવી મૈત્રી ખળની છે, ને પરાર્ધમા છાયા વધતી જાય છે, તેવી મૈત્રી સજ્જનની છે.

तज्ज्ञाः—સન્મિત્રના લક્ષણને જાણનાર.

पाथोधिः—पाथांसि जलानि दधातीति पाथोधिर्जलधिः समुद्र इत्यर्थः।

दूरादर्थं घटयति—૧ દૂરથી મતલબ સાધે છે (મન્ત્રી); ૨ દૂરથી અર્થ મેળવે છે, વ્યંગ્ય અર્થ રાખે છે (કવિ). अपशब्दं—૧ અશિષ્ટ વચન; ૨ વ્યાકરણશાસ્ત્રના નિયમથી વિરુદ્ધ શબ્દ. पदं रचयति—૧ પગલું ભરે છે, (મન્ત્રી); ૨ શબ્દ બનાવે છે (કવિ).

यत्र नास्ति—પૂર્વ સમયની ગૃહસ્થાશ્રમની ભાવના એ પદ્યમાં છે. જે ઘરમાં દહીં વલોવાતું નથી, નાનાં બાળકો નથી, ને વડીલો તરફ યોગ્ય સત્કાર નથી તે ઘર નથી, વન છે.

सौमित्रे—રામને સીતાનો વિરહ થયો છે તે અવસ્થાનું વર્ણન રામ-લક્ષ્મણના સંવાદરૂપે છે. વિરહાવસ્થામાં ચન્દ્ર ને અન્ય શીતલ પદાર્થો ગરમ લાગે છે. ચન્દ્ર એ સૂર્ય છે એમ રામને ભ્રમ થયો છે. માટે કુરંગ-હરણ (ડાઘો છે તેને હરણ કહ્યું છે) છે તેથી એ ચન્દ્ર છે એમ લક્ષ્મણ કહે છે, એટલે રામને સાદૃશ્યથી સીતાના મુખ ને નયનનું સ્મરણ થાય છે ને कुरङ्गनयने ને चन्द्रानने એમ સીતાને સંબોધે છે.

हिमांशु°—સીતાને હનુમાને કહેલો રામનો સંદેશો આ અને નીચેના શ્લોકોમાં વર્ણવ્યો છે.

व्यतिकरः—वृत्तान्तः. એનો અર્થ ક્વચિત્ સંયોગ પણ થાય છે. 'व्यतिकर इह भीमस्तामसो वैद्युतश्च'.

मा गा°—હે મિત્ર તમે પ્રસ્થાન કરો–જવા નિકળો ત્યારે મારે શું કહેવું તે શિખવો. 'ન જાઓ' એમ કહું તો અપશકુન થાય, 'જાઓ' કહું તો મારૂં વાક્ય સ્નેહશૂન્ય થાય, 'રહો' કહું તો હું ઉપરિપણું કરતો હોઉં એમ થાય, 'ઇચ્છામાં આવે એમ કરો' એમ કહું તો તમારી તરફ ઉદાસીન છું–મારો સ્નેહ પણ નથી ને અસ્નેહ પણ નથી એમ થાય, 'તમારા વિના જીવી શકીશ નહિ' એ વચન સંભવે કે ન સંભવે.

श्मशानम्—श्मानः शवाः शेरत अत्रेति श्मशानम्।

बाले नाथ—પતિપત્ની વચ્ચે સંવાદ છે. પતિ કહે છે–बाले. સ્ત્રી કહે છે–नाथ. વળી પતિ કહે છે–विमुञ्च मानिनि रुषम्. પત્ની–रोषान्मया किं कृतम्. પતિ–खेदोऽस्मासु. પત્ની–न मेऽपराध्यति...मयि. પતિ–तत्किं रोदिषि...वचसा. પત્ની–कस्या...रुद्यते. પતિ–नन्वेतन्मम. પત્ની–का तवास्मि. પતિ–दयिता. પત્ની–नास्मीत्यतो रुद्यते.

अम्बा कुप्यति—ષડાનન કાર્તિકેય શિવને કહે છે. अम्बा–त्यज्यताम्. માતા કોપે છે, માથે ચઢાવેલી આ ગંગા તજી દો. પાર્વતી કરતાં ગંગાજીને

અધિક વહાલાં કરી માથે ચઢાવ્યાં છે, માટે પાર્વતી કોપે છે, ગંગાને છોડી દો. શિવ-विद्वन्-वद्. સારે વિષે એ સતત આસક્ત છે તે ક્યાં જાય તે કહે. विवृद्धवदनः—ચડેલાં છે મો જેનાં. ૭ મો વધારી કાર્તિકેયે કહ્યું કે अम्भोधिः—वारिधिः—સમુદ્રમાં જાય. ૭ મોંએ સમુદ્રના ૭ જુદા શબ્દો ઉચ્ચાર્યા.

काष्ठाग्र॰—આ અને એની પછીના બે શ્લોકો ભાસનાં નાટકોમાંના છે. यस्यां न॰—એ પદ્યને शकुन्तला ના पातुं न प्रथमं॰ પદ્ય સાથે સરખાવો. वीजन्ति—पचादि अच् થઈ क्विप् થાય છે; નામધાતુ; वीज् ધાતુ ૧૦ ગ૦ ઉ૦ પરથી वीजयतीति वीजः એમ નામ બનાવી, वीज इवाचरतीति वीजति એમ નામધાતુ બનાવવો. 'વીંજે છે' એવો અર્થ છે.

रे रे चातक॰—આ अन्योक्ति થી જેતીતેની ખુશામત ન કરવી, સ્વાભિમાન રાખવું, એમ કવિ ઉપદેશ કરે છે. एकादृशाः—એક સરખાં.

आर्द्रयन्ति—आर्द्र ઉપરથી નામધાતુ. आर्द्र—ભીની કરે છે.

यद्वक्त्रं मुहुरीक्षसे—આ પણ अन्योक्ति છે; એથી સંતોષી સ્વાભિમાન પુરુષનું કવિ વર્ણન કરે છે.

निर्दौवारिकनिर्दयोक्त्यपुरुषम्=निर्गतः दौवारिकः (द्वारपालः) यस्मात् तत् निर्दौवारिकम् निर्दया चासौ उक्तिश्च निर्दयोक्तिः निर्दयोक्त्या अपरुषं निर्दयोक्त्यपरुषम्=निर्दौवारिकं च तन्निर्दयोक्त्यपरुषं च निर्दौवारिकनिर्दयोक्त्यपरुषम्–ભગવાનને ઘેર દ્વારરક્ષક અટકાવનાર નથી તેથી તે નિર્દય વચ નથી પરુષ–કઠોર નથી.

करबदर॰—હાથમાં બોર હોય તેવું, હસ્તગત; करतलामलकवत्—એ સામાન્ય રીતે વપરાય છે. आमलकः—આમળું.

श्रीवत्साङ्क—શ્રીવત્સ છે ચિહ્ન જેને એવા.

श्रीवत्सः—उरसि रोमावर्तः—છાતી પર વાળનું ગૂચ્છ ભૃગુ ઋષિની લાતનું એ ચિહ્ન છે એવી ભાગવતમાં કથા છે. બ્રહ્મા, વિષ્ણુ, ને રુદ્ર એ ત્રણમાં મોટામાં મોટું કોણ એની પરીક્ષા કરવા ઋષિ ત્રણે પાસે ગયા ને તેમનું અપમાન કર્યું. બ્રહ્મા ને શિવે તે સહન ન કર્યું. પછી વિષ્ણુ પાસે જઈ તેમની છાતીમાં લાત મારી, પણ તે કંઈ બોલ્યા નહિ. એ ચિહ્ન તે શ્રીવત્સ.

हृत्कल्पितम्—મને કલ્પેલું. એ શ્લોકમાં માનસિક પૂજા છે.

भेदप्रतिपत्तिः—ભેદનું જ્ઞાન. હું એ બેને ભિન્ન જાણતો નથી.

रामो राजमणिः॰—એ શ્લોકમાં राम શબ્દની સર્વ વિભક્તિનાં એ૦ વ૦ નાં રૂપો આવે છે.

# परिशिष्ट.

સંસ્કૃત વૈયાકરણોમાં पाणिनिनुं નામ સુપ્રસિદ્ધ છે. એમનું વ્યાકરણ આઠ અધ્યાયમાં હોવાથી अष्टाध्यायी કહેવાય છે. એ પરની ટીકાઓમાં भट्टोजि दीक्षितनी सिद्धान्तकौमुदी વિશેષ પ્રચાર પામેલી છે સંસ્કૃત વ્યાકરણનું શાસ્ત્રીય જ્ઞાન सिद्धान्तकौमुदीના અભ્યાસ વિના પ્રાપ્ત કરાતું નથી. એનો લઘુ ગ્રન્થ लघुसिद्धान्तकौमुदी છે. એવા ગ્રન્થમાં પ્રવેશ કરવા ઇચ્છનારનો માર્ગ સુગમ કરવાના હેતુથી આ પરિશિષ્ટ આપ્યું છે.

પાણિનિના નિયમો સંક્ષેપમા ઘણી હકીકત દર્શાવે છે તેથી सूत्र કહેવાય છે. એ સૂત્રો ટૂંકાં હોવાથી સહેલથી યાદ રહે છે ને વ્યાકરણનો માર્ગ સુગમ થાય છે. संस्कृतशिक्षिका નું અધ્યયન કર્યા પછી, પુનરાવર્તન કરતી વખતે આ પરિશિષ્ટમાં આપેલા સૂત્રો શીખવાથી સસ્કાર દૃઢ થશે. એ સૂત્રો સમજવા માટે પ્રથમ કેટલીક સંજ્ઞા ને પરિભાષાનું જ્ઞાન જરૂરનું છે. પાણિનિના વ્યાકરણનું બંધારણ નીચેના ૧૪ માહેશ્વર સૂત્રો પર છે.

अइउण् । ऋलृक् । एओङ् । ऐऔच् । हयवरट् । लण् । ञमङणनम् । झभञ् । घढधष् । जबगडदश् । खफछठथचटतव् । कपय् । शषसर् । हल् ।

આ સૂત્રોના અન્ત્ય તેમજ लण् સૂત્રમાના ल માંનો अकार इत् કહેવાય છે. આ પ્રમાણે ण्, क् વગેરે इत् છે. हकारादिमा अकार ઉચ્ચાર કરી શકાય માટે છે.

સૂત્રોમાંના કોઈ પણ અક્ષર સાથે આ इत्संज्ञक વર્ણને જોડવાથી अण्, अक्, अच्, इक्, हल्, अल्, વગેરે સંજ્ઞા થાય છે તે प्रत्याहार કહેવાય છે, તેમાં તે તે આદિવર્ણથી માંડીને તે તે અન્ત્ય વર્ણ સુધી इत्संज्ञक વર્ણ સિવાય તમામ વર્ણોનો સમાવેશ થાય છે; જેમકે अक् માં अ, इ, उ, ऋ, ने ऌ વર્ણો આવે છે, ण् ને क्

ઉપરનાં કારણથી સૂત્રોમાં જ્યાં સ્વરોનું જ્ઞાન પ્રત્યાહારોથી થતું હોય ત્યાં દરેક પ્રકારના સ્વર સમજવા; અર્થાત્, अक् મા अ, इ, उ, ऋ ને ऌ બધા પ્રકારના સમજવા. જ્યાં અમુકજ પ્રકારનો સ્વર સમજવાનો હોય છે ત્યાં પાણિનિ તે સ્વર પછી તકાર ઉચ્ચારે છે, જેમકે अत्, એટલે અ જ–હ્રસ્વનાજ છ પ્રકારવાળો, आत् એટલે આજ–દીર્ઘનાજ છ પ્રકારવાળો

## स्थानानि ( જુઓ પૃ૦ ૮ ).

अकुहविसर्जनीयानां कण्ठः ( अ, कु–कवर्ग, ह्, ને વિસર્ગનું કંઠસ્થાન ).

इचुयशानां तालु ( इ चु–चवर्ग, य् ने श् નું તાલુસ્થાન ).

ऋटुरषाणां मूर्धा ( ऋ, टु–टवर्ग, र् ने ष् નું મૂર્ધસ્થાન ).

ऌतुलसानां दन्ताः ( ऌ, तु–तवर्ग, ल्, ने स् નું દન્તસ્થાન ).

उपूपध्मानीयानामोष्ठौ ( उ, पु–पवर्ग, ने उपध्मानीय નું ઓષ્ઠસ્થાન ).

ञमङणनानां नासिका च ( ञ्, म्, ङ्, ण्, ने न् નું નાસિકા પણ છે ).

एदैतोः कण्ठतालु ( ए ने ऐ નું કંઠતાલુ ).

ओदौतोः कण्ठोष्ठम् ( ओ ने औ નું કંઠોષ્ઠ ).

वकारस्य दन्तोष्ठम् ( વકારનું દન્તોષ્ઠ છે ).

जिह्वामूलीयस्य जिह्वामूलम् ( [1]જિહ્વામૂલીયનું જિહ્વામૂલ ).

नासिकाऽनुस्वारस्य ( અનુસ્વારનું નાસિકાસ્થાન ).

## संधिनियमाः ।

इको यणचि ॥ ६ । १ । ७७ ॥–इक् નો इ, उ, ऋ, ऌનો यण्–य्, व्, र्, ल् થાય છે अच्–સ્વર પર છતાં. જુઓ પૃ૦ ૧૯ નિ૦ ૧.

अकः सवर्णे दीर्घः ॥ ६ । १ । १०१ ॥–अक् નો સવર્ણ ( अच् ) પર છતાં દીર્ઘરૂપ એક આદેશ થાય. પૃ૦ ૧૨ નિ૦ ૪.

अदेङ् गुणः ॥ १ । १ । २ ॥–अत्–अ ने एङ्–ए ने ओ ગુણ કહેવાય છે. પૃ૦ ૪.

वृद्धिरादैच् ॥ १ । १ । १ ॥–आत्–आ ને ऐच्–ऐ ને औ એ વૃદ્ધિ કહેવાય છે, પૃ૦ ૪.

एचोऽयवायावः ॥ ६ । १ ७८ ॥–एच् ના ( अच् પર છતાં ) અનુક્રમે अय्, अव्, आय्, ને आव् થાય છે પૃ૦ ૧૬ નિ૦ ૪.

आद्गुणः ॥ ६ । १ । ८७ ॥–અવર્ણથી ( अच् પર છતા ), બંનેને સ્થાને એક ગુણાદેશ થાય પૃ૦ ૧૩ નિ૦ ૬.

स्तोःश्चुना श्चुः ॥ ८ । ४ । ४० ॥–स् ने तवर्गनो श् ने चवर्गनी સાથે યોગ થયે श् ને ચવર્ગ થાય. પૃ૦ ૧૬ નિ૦ ૬.

---

૧ क ની પૂર્વે અર્ધવિસર્ગ ( ᳵ ) તે जिह्वामूलीय ને प ની પૂર્વે અર્ધવિસર્ગ તે उपध्मानीय કહેવાય છે राम + करोति=रामᳵ करोति કે राम ᳵ करोति रामः + पाति=रामᳶ पाति કે राम ᳶ पाति જિહ્વામૂલીય ને ઉપધ્માનીય લખવાનો પ્રચાર લુપ્ત થયા જેવો છે.

૨ ओष्ठ ની પૂર્વે અકાર હોય તો अ ને ओ ની સંધિ ओ કે औ થાય છે; कण्ठोष्ठम् કે कण्ठौष्ठम्

૩ अष्टाध्यायी મા દરેક અધ્યાયના ચાર પાદ છે, ને દરેક પાદમાં સૂત્રો છે. આ સૂત્ર ૬ઠ્ઠા અધ્યાયના ૧ પાદનું ૭૭ મું છે. એમ અન્ય સ્થળે સમજવું.

ष्टुना ष्टुः ॥ ૮ । ૪ । ૪૧ ॥–( સ્ ને તવર્ગનો ) ષ્ ને ટવર્ગની સાથે યોગ થયે ષ્ ને ટવર્ગ થાય. પૃ૦ ૧૯ નિ૦ ૫.

रषाभ्यां नो णः समानपदे ॥ ૮ । ૪ । ૧ ॥–ર્ ને ષ્ થી પર ન્ નો ણ્ થાય સમાન પદમાં.

ऋवर्णान्नस्य णत्वं वाच्यम्–ઋવર્ણની પર ન્ નો ણ્ થાય પૃ૦ ૧૨ નિ૦ ૧.

अट्कुप्वाङ्नुम्व्यवायेऽपि ॥ ૮ । ૪ । ૨ ॥–અટ્, કવર્ગ, પવર્ગ, આઙ્, ( આઉપસર્ગ ), ને નુમ્–અનુસ્વાર ) નું વ્યવધાન હોય ( એ વર્ણો ઋ, ર્, ને ષ્ માંના કોઈ વર્ણ ને ન્ ની વચ્ચે હોય ) તોપણ ન્ નો ણ્ થાય પૃ૦ ૧૨ નિ૦. ૨.

आदेशप्रत्यययोः ॥ ૮ । ૩ । ૫૯ ॥– ઇણ્ ને કવર્ગ થી પર ) આદેશ ને પ્રત્યયનો ( અપદાન્ત સકારનો મૂર્ધન્ય=ષકાર થાય છે ). પૃ૦ ૩૩ નિ૦ ૨.

ईदूदेद्द्विवचनं प्रगृह्यम् ॥ ૧ । ૧ । ૧૧ ॥–ઈત્, ઊત્, ને એત્ એ જેને અન્તે હોય એવું દ્વિવચન પ્રગૃહ્ય કહેવાય છે પૃ૦ ૧૯ નિ૦ ૪.

प्लुतप्रगृह्या अचि नित्यम् ॥ ૬ । ૧ । ૧૨૫ ॥–પ્લુત ને પ્રગૃહ્ય અચ્ પર છતાં નિત્ય પ્રકૃતિરૂપે રહે છે ( તેની સંધિ થતી નથી ). પૃ૦ ૧૯ નિ૦ ૪.

सुप्तिङन्तं पदम् ॥ ૧ । ૪ । ૧૪ ॥–સુપ્ ( વિભક્તિના પ્રત્યયો ) ને તિઙ્ ( કાળ ને અર્થના પ્રત્યયો ) જેને અન્તે હોય તે પદ કહેવાય છે પૃ૦ ૧૧ નિ૦ ૩.

चोः कुः ॥ ૮ । ૨ । ૩૦ ॥–ચવર્ગનો કવર્ગ થાય ( ઝલ્ પર છતાં ને પદાન્તે )

પૃ૦ ૩૩ નિ૦ ૧.

हो ढः ॥ ૮ । ૨ । ૩૧ ॥–હ્ નો ઢ્ થાય છે ( ઝલ્ પર છતાં ને પદાન્તે )

પૃ૦ ૧૧૫ નિ૦ ( अ ).

दादेर्धातोर्घः ॥ ૮ । ૨ । ૩૨ ॥–દકારથી શરૂ થતા ધાતુના ( હ્ નો ) ઘ્ થાય ( ઝલ્ પર છતાં ને પદાન્તે ) પૃ૦ ૧૧૬ નિ૦ ( ई ).

वा द्रुहमुहष्णुहष्णिहाम् ॥ ૮ । ૨ । ૩૩ ॥–દ્રુહ્, મુહ્, સ્નુહ્, ને સ્નિહ્ ના ( હ્ નો ) વિકલ્પે ( ઘ્ થાય, અર્થાત્, ઘ્ ને ઢ્ બંને થાય ) ( ઝલ્ પર છતાં ને પદાન્તે )

પૃ૦ ૧૧૬ નિ૦ ( उ ).

रो रि ॥ ૮ । ૩ । ૧૪ ॥–રેફનો રેફ પર છતાં ( લોપ થાય ). પૃ૦ ૧૬ નિ૦ ૨.

ढ्रलोपे पूर्वस्य दीर्घोऽणः ॥ ૬ । ૩ । ૧૧૧ ॥–ઢ્ ને ર્ નો લોપ કરાવે એવા વર્ણ પર છતાં પૂર્વના અણ્ નો ( अ इ उ નો ) દીર્ઘ થાય. પૃ૦ ૧૧૫ નિ૦ ( आ )

सहिवहोरोदवर्णस्य ॥ ૬ । ૩ । ૧૧૨ ॥—સહ્ ને વહ્ ના અવર્ણનો ( ઢ્ નો લોપ થયે ) ओ થાય પૃ૦ ૧૧૬ નિ૦ ( ऊ ).

झषस्तथोर्धोऽधः ॥ ૮ । ૨ । ૪૦ ॥—ઝષ્ થી પર ત્ ને થ્ નો ધ્ થાય, ધા ધાતુનાનો નહિ. પૃ૦ ૧૧૫ નિ૦ ( इ ).

---

૧ પાણિનિના સૂત્રોની ન્યૂનતા કાત્યાયને વાર્તિકથી પૂરી. એ વાર્તિકને અન્તે વાચ્યમ્ કે વક્તવ્યમ્ એ શબ્દ વાપર્યો છે. એ બેમાં પણ જે અપૂર્ણતા રહી તે ભાષ્યકાર પતંજલિએ પોતાની ઇષ્ટિથી પૂરી. એ ઇષ્ટિને અન્તે इष्यते જેવા શબ્દ છે

झलां जश् झशि ॥ ८ । ४ । ५३ ॥ झल् નો झश् પર છતા जश् થાય
પૃ૦ ૧૦૪ નિ૦ (आ)

झलां जशोऽन्ते ॥ ८ । २ । ३९ ॥—झल् નો जश् થાય પદાન્તે
પૃ૦ ૪૨ નિ૦ ૩.

यरोऽनुनासिकेऽनुनासिको वा ॥ ८।४।४५॥—(પદાન્તે) यर् નો અનુનાસિક પર છતા અનુનાસિક વિકલ્પે થાય. પૃ૦ ૪૨ નિ૦ ૩.

व्रश्चभ्रस्जसृजमृजयजराजभ्राजच्छशां षः ॥ ८ । २ । ३६ ॥–व्रश्च्, भ्रस्ज्, सृज्, मृज्, यज्, राज्, भ्राज्, છકારાન્ત ને શકારાન્તનો (અન્ત્ય વર્ણનો) षकार થાય (झल् પર છતા ને પદાન્તે) પૃ૦ ૧૦૪ નિ૦ (अ).

नश्चापदान्तस्य झलि ॥ ८ । ३ । २४॥–અપદાન્ત नुम् ને (नुम्) झल् પર છતા (અનુસ્વાર થાય). પૃ૦ ૭૩ નિ૦ ૨.

इग्यणः संप्रसारणम् ॥ १ । १ । ४५ ॥ यण् ને સ્થાને इक् થાય તે સંપ્રસારણ કહેવાય છે પૃ૦ ૬૪ નિ૦ ૬.

शासिवसिघसीनां च ॥ ८ । ३ । ६० ॥–(इण् ને કવર્ગથી પર) शास्, वस्, ને घस्નો (स्નો ष् થાય છે) પૃ૦ ૧૦૬ નિ૦ (इ).

अचो रहाभ्यां द्वे ॥ ८ । ४ । ४६ ॥—अच् થી પર र् કે ह् થી પર (यर् નો વિકલ્પે દ્વિર્ભાવ થાય છે. પૃ૦ ૪૧ નિ૦ ૨.

उपान्वध्याङ्वसः ॥ १ । ४ । ४८ ॥–उप, अनु, अधि, ને आ ઉપસર્ગપૂર્વક वस् નું (અધિકરણ કર્મ થાય) પૃ૦ ૭૨ ટિ૦ ૨.

व्याङ्परिभ्यो रमः ॥ १ । ३ । ८३ ॥, उपाच्च ॥ १ । ३ । ८४ ॥–वि, आ, परि, ને उपथी પર रम् ને (પરસ્મૈપદ થાય) પૃ૦ ૪૪ ટિ૦ ૧.

मृजेर्वृद्धिः ॥७।२।११४-मृज् ના (इक् ની) વૃદ્ધિ થાય છે (ધાતુપ્રત્યય પર છતા)

क्ङित्यजादावेष्यते-कित् ને ङित् (અવિકારક) अजादि પ્રત્યય પર છતા વિકલ્પે થાય છે પૃ૦ ૧૦૮ નિ૦ (ऊ).

षढोः कः सि ॥ ८ । २ । ४१ ॥–ष् ને ढ् નો क् થાય स् પર છતા
પૃ૦ ૧૦૮ નિ૦ (ए).

स्कोः संयोगाद्योरन्ते च ॥ ८ । २ । २९॥–પદાન્તે ને (झल् પર છતા) સંયોગના આદિભૂત स् ને क् નો (લોપ થાય) પૃ૦ ૧૦૮ નિ૦ (ऐ).

हुझल्भ्यो हेर्धिः ॥ ६।४।१०१ ॥ हु ધાતુ ને झलन्तથી પર हि નો धि થાય
પૃ૦ ૧૦૦ નિ૦ ૧૫.

अहःसर्वैकदेशसंख्यातपुण्याच्च रात्रेः ॥ ५।४।८७॥ अहन्, सर्व, एकदेश (અવયવ) વાચક શબ્દો, संख्यात, ને पुण्य, (સંખ્યા ને અવ્યય આદિથી) પર रात्रिને (अच् સમાસાન્ત પ્રત્યય) થાય છે પૃ૦ ૧૩૬.

अन्तरान्तरेण युक्ते ॥ २।३ ॥ ४ ॥ अन्तरा ને अन्तरेणને યોગે (દ્વિતીયા થાય)
પૃ૦ ૯૬ કોશ.

अधिशीङ्स्थासां कर्म ॥ ૧।૪।૪૬ ॥ અધિપૂર્વક શી, स्था, ને आस् નો ( આધાર ) કર્મ થાય. પૃ૦ ૭૮ ટિ૦ ૧.

राजाहस्सखिभ्यष्टच् ॥ ૫।૪।૯૧ ॥ राजन्, अहन्, ને सखि અન્તે હોય એવા ( તત્પુરુષથી સમાસાન્ત ) टच् પ્રત્યય થાય. પૃ૦ ૧૫૩ ટિ૦ ૧.

सृजिदृशोर्झल्यमकिति ॥ ૬।૧।૫૮॥–सृज् ને दृश् ને अम् આગમ થાય (તેનો सृज् ને द्रश् થાય; अम् આગમ मित् હોવાથી અન્ત્ય અચ્‌ની પૂર્વે થાય છે ), झल्‌થી શરૂ થતા अकित् ( જેનો क् इत् નથી એવા, એટલે વિકારક, अकित्= વિકારક ) પ્રત્યય પર છતાં. પૃ૦ ૧૬૫ ( अ ) નો પ્રથમ ભાગ.

मस्जिनशोर्झलि । ૭ । ૧ । ૬૦ ॥ मस्ज् ને नश् ધાતુને झल् પર છતાં ( नुम् આગમ થાય ). ( नुम् માં म् इत् છે, માટે नुम् मित् હોવાથી અન્ત્ય અચ્‌ની પૂર્વે न् આગમ થાય છે ). પૃ૦ ૧૬૫ નિ૦ ( आ ).

## કેટલાક સંજ્ઞાશબ્દોના અર્થ.

लट्=વર્તમાનકાળ; लिट्=પરોક્ષભૂતકાળ; लुट्=શ્વસ્તન ભવિષ્યકાળ; लृट्=સામાન્ય ભવિષ્યકાળ; लेट्=વિધ્યર્થ (વેદમાં વપરાય છે); लोट्=આજ્ઞાર્થ; लङ्=ભૂતકાળ ( અનદ્યતન ); लिङ्=વિધ્યર્થ ( આશીર્વાદના અર્થમાં आशीर्लिङ् ); लुङ्= અદ્યતન ભૂતકાળ, लृङ्=ક્રિયાતિપત્ત્યર્થ.

णिच्—પ્રેરક સાધિત ધાતુનો પ્રત્યય; सन्—ઇચ્છાદર્શક સાધિત ધાતુનો પ્રત્યય; यङ्—પૌનઃપુન્યદર્શક સાધિત ધાતુનો પ્રત્યય.

अजन्तोऽकारवान् वा यस्तास्यनिट् थलि वेडयम् ।
ऋदन्तईदृङ्नित्यानिट् क्राद्यन्यो लिटि सेड् भवेत् ॥

જે अजन्त ને અકારવાળો ધાતુ तास् ( શ્વસ્તન ભવિષ્યકાળનો પ્રત્યય ) પર છતાં अनिट् છે તે थल् ( પરોક્ષભૂતકાળના थ ) પર છતાં વિકલ્પે इ લે છે. એવો ऋકારાન્ત ધાતુ નિત્ય અનિટ્ છે ને कृ આદિથી ( कृ, सृ, भृ, वृ, स्तु, द्रु, स्रु, श्रु, थी ) અન્ય ધાતુ लिट् માં ( પરોક્ષભૂતકાળમાં ) सेट् છે.

### भ्वादि ( १ ग० )

वदि अभिवादनस्तुत्यो
स्पदि किंचिच्चलने
त्रपूष् लज्जायाम्
क्षमूष् सहने
क्रमु पादविक्षेपे
घसॢ अदने
गाहू विलोडने
शंसु स्तुतौ
स्रंसु ध्वंसु भ्रंसु अवस्रंसने
वृतु वर्तने
वृधु वृद्धौ
स्यन्दू प्रस्रवणे
कृपू सामर्थ्ये
रमु क्रीडायाम्
भसु चम्ने
पद्लृ विशरणगत्यवसादनेषु
गुहू संवरणे
गम्लृ सृप्लृ गतौ
पत्लृ गतौ
दृशिर् प्रेक्षणे
डीङ् विहायसा गतौ
श्रैङ् पाम्ने
श्रिञ् सेवायाम्
भृञ् भरणे
हृञ् हरणे
णीञ् प्रापणे
धृञ् धारणे
शासु अनुशिष्टौ

### जुहोत्यादि ( ३ ग० )

डुभृञ् धारणपोषणयो
ओहाङ् गतौ
डुदाञ् दाने
डुधाञ् धारणपोषणयो

### दिवादि ( ४ ग० )

दिवु क्रीडादिषु
त्रसी उद्वेगे
नृती गात्रविक्षेपे
जनी प्रादुर्भावे
शमु उपशमे
तमु काङ्क्षायाम्
दमु उपशमे
श्रमु तपसि खेदे च
भ्रमु अनवस्थाने
क्षमू सहने
क्लमु ग्लानौ
मदी हर्षे
असु क्षेपणे

### स्वादि ( ५ ग० )

षुञ् अभिषवे
चिञ् चयने
स्तृञ् आच्छादने
वृञ् वरणे
धुञ् कम्पने
शक्लृ शक्तौ
आप्लृ व्याप्तौ

छुप्लृ छदन
विद्लृ लाभे
कृती छेदने

रुधादि ( ७ ग० )

रुधिर् आवरणे
छिदिर् द्वैधीकरणे
भिदिर् विदारणे
रिचिर् विरेचने
युजिर् योगे
शिष्लृ विशेषणे
पिष्लृ संचूर्णने
अञ्जू व्यक्त्यादिषु

तनादि ( ८ ग० ).

तनु विस्तारे
क्षणु क्षिणु हिंसायाम्
मनु अवबोधने
वनु याचने
डुकृञ् करणे

क्र्यादि ( ९ ग० )

डुक्रीञ् द्रव्यविनिमये
प्रीञ् तर्पणे कान्तौ च
पूञ् पवने
स्तृञ् आच्छादने
वृञ् वरणे
धूञ् कम्पने
लूञ् छेदने
श्रन्थ विमोचने

चुरादि ( १० ग० )

धूञ् कम्पने
प्रीञ् तर्पणे